# જગત પાછળનું જગત

નિરીક્ષક

આનન્દ

'પ્રેમ અને ત્યાગ"



વા. મો.



પૂ. બાને પુનિત ચરણે—
મ્હારી પ્રથમ પાંખડીઓ;

આનન્દ.
વા.

એમને પરણ્યાંને તો આજે બેએક વર્ષ વીત્યાં હશે; પણ ત્હેમને માટે તો એ બે વર્ષ અનેક યુગ સમાં થઇ પડયાં હતાં.

ૠ

ન્હોતાં તે ન્હાનપણમાં સાથે રમ્યાં, કે યુવાવસ્થામાં વચને બંધાયાં. પરણ્યા પછી જ ત્હેમણે જાણ્યું કે ત્હેમનાં જીવન ધન્ય થયાં હતાં.

ત્ય્હાર પછી આજ બબ્બે વર્ષનાં વ્હાણાં વાયાં; છતાં યે ન્હોતાં ત્હેમણે કોઇના દેદારનાં દર્શન કર્યાં, કે પત્ર લખ્યા. ત્હેમને માટે, ખરૂં જોતાં ત્હેમના કુટુંબ માટે, આપસઆપસમાં પત્ર પણ પાઠવવો એ મ્હોટું પાપ હતું.

પણ એ વિચાર કોઇથી ત્યજાયા છે ? કે ત્યજાશે ?

ૠ

# કરમાએલાં ફૂલ

અનેક રાત્રિનાં વ્હાણાં વાયાં, પણ તે દિવસે પ્રજ્વ-
લિત થએલો ત્હેમનો પ્રેમ પ્રખર મધ્યાહ્નની માફક
તપ્યે જતો હતો. ન્હોતી ત્હેને સ્હાંજ કે સ્હવાર;
તો રાત્રિ તો ક્યહાંથી જ હોય!

અને દુનીઆનાં લોક એ જાણતાં હતાં? ના,
જરા યે નહીં. તેઓ તો ધારતાં હતાં કે હવે ત્હેમની
જીવનસરિતા એક વહન નહિં વહે.



જગત્ આજે મૂંઝાય છે. શા માટે?

ત્હેના નામનું એક કવર આવ્યું હતું. ઘણા જ
ઉત્સાહથી ત્હેણે તે ઉઘાડ્યું. ઉઘાડતાં જ તે ચમક્યો
અને મૂંઝાણો.

મહીં એક કરમાએલું ગુલાબનું ફૂલ હતું. બસ,
ફૂલ જ; બીજું કશું યે નહીં.

વિચાર કર્યો કે ક્યહાંથી આવ્યું હશે? કંઇ સ્હમજણ
ન પડી. કવર ઉપરના અક્ષર કંઇક પરિચિત જેવા લાગ્યા,
પણ યાદ ન આવ્યું કે તે કોના હશે.

ઉપર પોસ્ટઓફિસની છાપ જોઇ ત્યહારે જ ત્હેને
ખબર પડી કે એ ગુલાબનું ફૂલ ચંદ્રબાળાએ મોકલ્યું
હતું. અને ત્યહાર પછી જ તે સ્હમજ્યો કે ચંદ્રબાળા
કરમાય છે.

તે જ દિવસે ત્હેણે ચંદ્રબાળાને કરમાએલાં બકુલ મોકલ્યાં, ને ન્હાનો શો પત્ર લખ્યો.

"પ્રિય ચંદ્ર!

ગુલાબ કરમાય છે. બકુલને પાણી છાંટશો એટલે ફરી ખીલશે. શરદ્પૂર્ણિમાએ દેવમંદિરમાંના બકુલ નીચે આરતી સમયે મળશો?

જગત્"

*

આજે સારા યે દેવમંદિરમાં જગતને કંઇક નવીનતા દેખાય છે. પંખીઓનો કલ્લોલ એ તો જાણે આરતીની ઝીણી ઝીણી ઘંટડી વાગતી ન હોય! પવનથી નમેલાં ફૂલછોડ તો જાણે દેવને નમન નમતી બાળાઓ ઉભી ન હોય!

પણ આ શું?

એ જ. ફૂલછોડમાંથી પેલું કોણ ઉભું થયું? જાણે ગુલાબનાં ફૂલ પોતાની મેળે જ દેવદેહે ચ્હડવા આવતાં ન હોય!

અને પેલું કોણ આવે છે? વદને અનેરૂં તેજ ને અનુપમ સ્મિત છે.

એ તો જગતને આવતો પેખી ફૂલછોડ સમી ચંદ્રબાળા ફુલછોડમાંથી ઉભી થઇ.

"ચંદ્ર!" આશ્ચર્યથી જગતે કહ્યું.

"જગત્!" કરૂણામય સૂરે ચંદ્રબાળાએ કહ્યું.

અને પછી બંનેએ ફૂલોમાં ફરવા માંડયું.

"આપણે નવું જગત વસાવીશું? ચંદ્ર!" જગતે પૂછ્યું.

"હું ત્હેને ચંદ્રિકાથી ભીંજવીશ." ચંદ્રબાળાએ ઉમેર્યું.

અને ત્ય્હારથી તેઓએ નવું જગત વસાવ્યું ને જૂના જગત્‌નો ત્યાગ કર્યો.



બીજી શરદ્દપૂર્ણિમાએ બકુલને રમાડતી રમાડતી ચંદ્ર જગત્ પાસે ગઇ. જગત્ પેલું કરમાએલું ગુલાબ જોતો હતો. ત્હેમાં ચંદ્રબાળાએ બકુલ ને બકુલનાં ફૂલ નાંખ્યાં. જગત્ ને ચંદ્ર બકુલ ને ફૂલ તરફ જોઈ રહ્યાં. ચંદ્રબાળાએ બકુલને તેડયો ને એક બચ્ચી ભરીને કહ્યું, "આ તે કરમાએલાં ફૂલ! માણસનું જીવન પણ ફેરવી નાંખે."

ચંદ્રની ચંદ્રિકા તે વખતે જગતને ભીંજવતી હતી. સહુ ત્હેમાં રસભેર ન્હાયાં. ત્હમને ય આમંત્રણ છે; આવશો ને?

# કોઇ કહેશો એ કોણ હતાં?

ॐ

યૌવનને આંગણે તે ઉભી હતી. બારણે રસનાં છાંટણાં છંટાતાં હતાં. પણ અંતરનો આગળિયો હજી તો અણઉઘડયો જ હતો.

વનની કુંજો ને સરવરનાં ઉર એ એનાં હંમેશનાં ક્રીડાસ્થાન હતાં. કુંજની એ કોયલ હતી, ને સરવરની એ સારસી હતી.

હરિણની સાથે એ દોડતી ને હંસની સાથે એ તરતી. શું એને માનવમિત્ર નહોતો?

ॐ

પણે, દૂર, પેલી બે આંખો! આખો દિવસ એમની દૃષ્ટિ બાળાની જ પાછળ ભમતી; જાણે ત્હેની તેજછાયા ન હોય!

એક આંખે સૂર્ય હતો ને બીજી આંખે ચંદ્ર. કોઇ કોઇ વાર સૂર્યનો તાપ વધી જતો, ને હૃદય અકળાતું. શા માટે ? કોઇ કહેશો ?



કુંજોમાંથી રમતી તે સરોવરે દોડી. હંસો થંભી ગયા; કોયલ શાંત બની.

"ધુબાક" અવાજ થયો, ને ત્હેનું હૃદય ચમક્યું. જૂએ છે તો બાળા ફૂલમાળા સમી પાણીમાં પડી'તી. જાણ્યું કે ડૂબશે, ને તે ગભરાયો. પોતાને તરતાં હજી નથી આવડતું. કેમ કરવું ? ધારી ક્ષણેક થંભ્યો.

ત્યહાં તો આંબાની કોઇક અણદીઠ ડાળીએ કોયલ ટહૂકી ને સરોવરમાંથી જાણે પડઘો ઉઠતો ન હોય તેમ બાળાએ "કુહૂક" કર્યું.

જાણ્યું કે એ તો બાળાનો ખેલ છે ત્યહારે ત્હેનું હૃદય કંઇક શાંત થયું.



યુવકની કમ્મરે એક બંસી રહેતી. પણ એવી અનેક બંસીઓને એ એક "કુહૂક" આગળ નમવું પડતું. બંસી કમ્મરે જ રહેતી, અધરે નહીં. "કુહૂક"માં તે એવાં શાં જાદુ ભર્યાં હશે ?



રોજ સ્હાંજે એ ઘીનો દીવો પ્રગટાવવા મંદિરે આવતી; ને પછી પૂજારી આરતી ઉતારતો.

પણ આજે ?

આજે મંદિરનાં દ્વાર હજી અણઉઘડયાં હતાં. મંદિરમાં પૂજારી ન્હોતો. ચિન્તા ને ચિન્તવન કરતી તે પૂજારીની વાટ જોતી બારણે બેઠી.

કુંજોની કોયલો બોલી, પણ ત્હેનો પડઘો ન્હોતો પાડતી. તે તો પૂજારીની જ વાટ જોતી બેઠી હતી.

કુંજોમાં યે કોયલ નીરસ હતી, ને સરોવરમાં હંસ નિરૂત્સાહી હતા.

અજબ !

*

"વરસાદ હજી ઝીણો ઝીણો પડે છે, ને એ હમણાં આવશે." એવાં એનાં મનનાં મનામણાં હતાં.

પણ 'હજી એ કેમ ન આવ્યો ?' એનો એ પ્રશ્ન વળી વળીને પૂંછતી.

વરસાદ એકદમ પડવા માંડયો. કોઇ દિવસ આવો વરસાદ ન્હોતો પડયો. ધરતીની ગરમી મટી; પણ બાળાના ઉરની ગરમી તો વધારે પ્રજ્વલિત થઈ.

*

એવે એક વીજળીનો ઝબકારો થયો.

ને દૂર દૂરના જંગલમાં એક આકૃતિ–પૂજારીની ?–દેખાઈ, ને ન દેખાઇ. જાણે બાળાને બોલાવતી ન હોય !

થોડીક વારે એ જ "ધુબાક"–જેણે યુવકને કાલે ચમકાવ્યો હતો તે–અવાજ ગર્જતા મેઘની વચ્ચે પણ ધીમેરો સંભળાયો. "ઓ !" કરતીકને બાળા એકદમ ચીસ પાડી ઉઠી. ત્ય્હારે યુવક ચમકયો હતો, આજ તે ચમકી.

આજે એનાં ઉરદ્વાર ઉઘડયાં. પણ ઉરને આંગણિયે બેસી વાતો કરનાર તો ક્ષણિક પ્રકાશમાંથી અનંત અંધકારમાં અલોપ થઇ ગયો હતો.

*

એની આંખે તમ્મર આવ્યાં, ને તે નીચે પડી.

ગાઢ અંધકારમાં કાંઇ દેખાય એમ ન્હોતું. એક હીબકી, અને "આવું છું" એ શબ્દ જ સંભળાયો.

વીજળીના એક ચમકારે બતાવ્યું કે લોહીઝરતા માથા વાળું મંદિરને અણુઉઘડયે દ્વારે ત્હેનું અચેતન શરીર પડયું હતું.

*

મન–મંદિરનાં એ અણુઉઘડયાં દ્વારે એમ ઉગતી કળીઓના ભોગ લીધા.

કોઇ ક્હેશો એ કોણ હતાં ?

બ્રહ્મભર્યો એનો સ્નેહ બ્રહ્માંડને વીંટતો.

❧

ફૂલની એ ફોરમ હતી; ને વાયુ એ અપહરીને ગિરિગિરિનાં શૃંગો ઉપર વેરતો. ઝીણાં ઝીણાં કલરવ કરતાં ઝરણાં એને વહી જતાં, ને સાગરને અર્પતાં. સૂર્ય અનેક દૃગરશ્મિથી એનું પાન કરતો, ને પછી જગત્ ઉપર વર્ષાવતો. એમ અનેક રૂપરૂપાન્તર કરીને એ જગત્ ઉપર પોતાની અમીવર્ષા વર્ષાવતી.

બ્રહ્માની એ છેલ્લી પૂતળી નવી જ માટીથી ઘડી હતી. ઉષાવર્ણો ન્હેનો દેહ હતો, ને આભ્રરંગી ચુંદડી એ ઓઢતી. લીલી ચોળીમાંથી યૌવન ફુટતું. સારા યે દેહનો શણગાર તો જાણે જળભરી વાદળી વચ્ચે આછા દેખાતા મેઘધનુષ્ય જેવો લાગતો.

કોઈક વીરના ચાપમાંથી તીર છૂટતાં હોય તેમ તે નયન ચમકાવતી. જનસમૂહમાં તે વીજ સમી ચમકતી. જગત્ ન્હેની પરવા કરતું, જગત્‌ની ન્હેને પરવા ન્હોતી. એક પલકારમાં પ્રલયનાં મોજાંમાં જગત્‌ને તે ગુંગળાવે એવી હતી.

મેઘની તે ચપલા હતી, ને મેઘની પાછળ પાછળ ઘૂમતી.

❧

અને ત્હેનો મેઘ કોણ હતો ?

આત્માના ઉંડાણમાં તે રમતો, ને અણઉકલ્યા પ્રશ્નો ઉકેલતો. રસમય જીવન તે જીવતો, ને અન્યને એ રસ ચખાડતો.

સ્નેહનાં સીંચન એ પુષ્પછોડને થયાં હતાં; ને સ્નેહની સુવાસ એ પુષ્પ ચોમેર ફેલાવતું. જગતભરનાં પુષ્પોમાં તે અદ્વિતીય હતું.

ન્હાનપણમાં સ્નેહના પાઠ પઢીને એ પંડિત થયો હતો. હવે તો આત્માના ગિરિગહ્‌વરોમાં તે વિહરતો; ને પ્રભુનાં અનેરાં દર્શન માટે તલસતો તે ફરતો ત્ય્હારે કોઈ કોઇ વાર છાયાદર્શન કરીને ય આત્માને સંતોખતો. મળ્યું તે જગતને અર્પવા ઝીણી ઝીણી રસવર્ષા તે જનસમૂહમાં પછી વર્ષાવતો.

એવા મેઘની ચપલા કોણ ન થાય ?

ॐ

પણ કાળના મહાસાગરનો પાર કોણ પામ્યું છે ? કાળનાં મોજાં ક્ય્હારે અને કોના ઉપર ફરી વળશે એ કોણ કહી શકશે ? કાળની એ ગહનતા અમર અને અભેદ્ય છે.

જેની જરૂર અહીં છે એની જરૂર પ્રભુના દરબારમાં યે લાગે છે. દુનીઆ જેનાથી સભર છે ત્હેના વિના પ્રભુનો દરબાર સૂનો હશે ?

વીજળીને રઝળતી કરીને પ્રભુએ એ જલભર્યાં વાદળને વીખેરી નાંખ્યું. પણ વીજ તો જ્યહાંથી પ્રગટે ત્યહાં જ સમાય છે ને ?

જગતમાં જીવ્યું ક્યહારે કહેવાય ? એ જગતને સંભારે ત્યહારે, કે જગત એને સંભારે ત્યહારે ?

ઉરનું બુલબુલ તો ઉડી ગયું હતું, એટલે પોતાને જગત સાંભરે એમ ન્હોતું. પછી પોતાનું જ કંઇક સંભારણું મૂકીને જવાનો એણે નિશ્ચય કર્યો.

❧

આજે એ ચિત્ર પૂરૂં થવાનું હતું.

ત્હેના હૈયામાં હર્ષના ઉભરા આવતા, કારણ કે જગતને આજે તે પોતાનું છેલ્લું સંભારણું આપવાની હતી.

અને તે સંભારણું યે કેવું ? !

જેના માટે ત્હેણે અખંડ ઉજાગરા કર્યાં; જેની પાછળ તે ખાવાનું અને પીવાનું ભૂલી; જેની પાછળ ત્હેને પોતાના દેહનું ભાન ન રહ્યું; અને જેની પાછળ જગતની દૃષ્ટિએ તે ગાંડી બની, એ સંભારણું—ત્હેના જીવનનું એકનું એક અમીબિન્દુ—આજે તે જગતને આપવાની હતી.

હૃદયનો રંગ ત્હેણે પીંછીમાં ઉતાર્યો હતો; ને અશ્રુ વડે ચમક આણી હતી. આબેહુબ ત્હેના આત્માની છબિ એમાં દોરાઈ હતી.

❧

અને તે હર્ષોન્મત્ત બની હતી.

આજે ત્હેને સંપૂર્ણ હર્ષ જીરવવાનો હતો. કારણ કે હંમેશનો ત્હેનો હર્ષનો કે શોકનો ભાગીદાર તો પ્રભુના દ્વાર પર બેસીને ત્હેની વાટ જોતો હતો.

ચિત્ર સ્હામે જેમ તે વધારે નિહાળતી તેમ તે વધારે ઉન્મત્ત બનતી. છેવટે ત્હેનાથી હર્ષ ન જીરવાયો ને તે બેભાન બનીને નીચે પડી.

એ ધબકારાથી સ્હામે જ પડેલા લાકડાના પાટીઆ પરથી ચીતરેલ કાચની છબિ પડી; ને છબિના ચૂરેચૂરા થઈ ગયા; ને એકાદ બે કકડા ત્હેના હૃદયનાં ઉંડાણમાં પેસી ગયા.

વીજ પડવાના ઘોરથી જગત્ દોડી આવ્યું, ને જોયું તો રસ ઝરતી તે અમૃતશૈય્યામાં પોઢી હતી.

આત્માની ભાગેલી છબિ સાંધવા પાછળ જગત ઘેલું બન્યું. પણ પ્રભુની શોધમાં નોકળેલાં એ બે નયનો તે હૃદયમાં જ રાખતી, ને સાથે જ લઇ ગઈ.

ॐ

એના આત્માની છબિનાં દર્શન એમ જગતે કર્યાં, પણ આછાં ને અધૂરાં જ કર્યાં.

જીવનબંસીનો નાદ કોઇ દિવસ સાંભળ્યો છે ?



ઉંચી એ આંબાડાળે છૂપાએલી કોયલનો ટહુકો સંભળાયો, ત્ય્હારે તે બીજના ચંદ્રનાં દર્શન કરવા બહાર આવ્યો. પણ–

ત્હેને તો આંબાડાળમાં પૂર્ણ ચંદ્રનાં દર્શન થયાં. તે ઘૂંચવાયો. આજે તો છે બીજ; ને પૂર્ણિમાનો ચંદ્ર આ ક્ય્હાંથી ? ત્ય્હાં તો ચંદ્ર ખસ્યો, ને પાછળ બીજના ચંદ્રનાં દર્શન થયાં.

ત્ય્હારે ત્ય્હાં તે કોણ હતું ?



ગુલાબની રતાશ ત્હેનામાં હતી, ને કમળની મૃદુતા યે હતી. ચંપાની માફક નાગવાસો ન હતી; પણ બકુલની શાશ્વત સુગંધ હતી. જગતનાં મધુરપભર્યાં પુષ્પોની એ માળા હતી.

પરલોકની પગથી ઉતરતા સૂર્યદેવને સત્કારવા આભનાં સુવર્ણદ્વાર ઉઘડતાં જણાયાં; ને મીટ માંડતાંમાં તો પૃથ્વી અજવાળતા સૂર્યદેવ પધાર્યા. જગતનું ચેતન એમને દર્શને આવ્યું.

આમ્રકુંજની ઝીણી ઝીણી જાળીઓમાંથી સૂર્યદેવ ડોકીઆં કરતા હતા. ફળ વીણવા તે ઝાડ ઉપર ચડયો હતો ને ત્હેની પાછળ સૂર્ય ઢંકાતો.

એવે સૂર્યપૂજનને કાજ તે બ્હાર આવી, ને અનેરા સૂર્યનાં દર્શન કર્યાં.

ફરી પણ એની એ જ એ આમ્રકુંજ હતી !



ત્ય્હાર પછી તો એમની ઉરબંસરીઓ અનેક વાર છેડાતી, ને ઝરતા રસમાં તેઓ ન્હાતાં.

એક કહેઃ

બંસીનો નાદ સૂણી દોડી ગયાં, ને
મ્હારે વ્હાલે કર્યો ત્ય્હાં પ્રશ્ન રે,
કહોને ગોપી ! કેમ આવ્યાં રે ?

બંસી બજાવી, વ્હાલા ! પાસે બોલાવી;
પછી હવે પૂછો શું આમ રે ?
સુણોને ક્‌હાન ! એમ આવ્યાં રે.

ત્ય્હારે વળી કહેતોઃ

વૃંદાવને ઉભો બંસી બજાવું;
તેણે હરી લીધાં શું મન રે ?
કહોને ગોપી ! કેમ આવ્યાં રે ?

ને વળી એનો એ જ પ્રત્યુત્તર મળતોઃ

બંસીના નાદે વ્હાલા ! કાને પડીને
ભૂલાવ્યાં છે દેહનાં ભાન રે;
સુણોને ક્‌હાન ! એમ આવ્યાં રે.

અને એમ એ રસભરી પ્રશ્નોત્તરી થતી.



ને બંસીનો તે અચ્છો બજવૈયો હતો. સારી યે સૃષ્ટિ એની બંસીના તાલમાં ડોલી રહેતી. ને હજી યે ક્યહાં નથી ડોલતી ?

એની બંસીનો નાદ અનિલલહરીમાં વીંટળાઇને સુરલોકમાં પહોંચતો ત્યહારે ત્યહાં ઔર રંગ જામતો. કેટલીક વખત સ્વર્ગ પૃથ્વી ઉપર ઉતરતું, ને અ રસામૃતનું પાન કરતું.

આ તો ત્હેની અબનૂસની બંસીનો સૂર હતો; પણ ત્હેની જીવનબંસીનો સૂર તો અનેરો જ હતો; ને કોઇક જ તે પામતું.

અને એ જીવનબંસીના સૂર ઉપર તે પોતાનું જીવન વારી જતી.



પણ કુદરત !

કેટલીક વખત કુદરતને ય મનુષ્યની ઇર્ષા આવે છે. ને એ કોણ નથી જાણતું ?

લીલી હરિયાળી સૂર્યનાં કિરણોમાં નીલમ શી ઝગમગતી, ને મહીં ધોળાં અકીક શાં શ્વેત ફૂલ ચમકતાં. ધીરગભીર વાયુલહરી પંખીઓના મધુર

કલરવને જગતના કર્ણહૃદયમાં પધરાવતી ને પાવન કરતી. કુદરત એમ ચોમેર ખીલી ઉઠી હતી.

એવે કુદરતની સ્હામે જંગ ખેલવા સરોવરની પાળ પર બેસીને સરોવરના તરંગથી યે ધીમી ને મીઠી હલકે ત્હેણે બંસીમાં અનેરૂં ગાન ગાયું.

તરત તે હસતી હસતી આવી; જાણે સ્વર્ગ જીતવા જ નીકળી ન હોય !



પણ—પણ ત્હેને ભાન ન રહ્યું. તે તો એ જીવન બંસીને સૂરે ઘેલી બની હતી.

તે એકદમ આવી ને આંખ દબાવવા ગઇ. એટલે ત્હેનો ધક્કો એને લાગ્યો. અણધાર્યો એ ધક્કો—એણે જ કુદરતનું કામ કર્યું. સ્થિરતા ન રહી બંને સાથે જ સરોવરમાં પડયાં, કમળવેલોમાં ગૂંચવાયાં, ને ડૂબ્યાં. અને એમ સ્વર્ગ જીતતાં પહેલાં ત્હેમણે જગતને જીત્યું.

પણ એમની બંસી તો અમીવર્ષા વર્ષાવતી જ રહી છે. હજી યે એ સરોવરજલમાંથી એમની જીવનબંસીનો સૂર સાથે જ ઉઠે છે; ને રસના ભોગી એ સુર સુણવાને ત્ય્હાં જાય છે, મંહી ન્હાય છે, ને પાવન થાય છે.



જીવનબંસીનો એ સૂર સુણવા કોઇક દિવસ તો ત્ય્હાં પધારજો !

અનંતતાને આરે સ્નેહની ઝડીઓ ઝમતી બ્રહ્મ-બંસરીનો પરમ શબ્દ ઝીલ્યો છે—કે જીરવ્યો છે?



ચંદ્રની અમૃત કણિકાઓનો ત્હેનો દેહ હતો. ચંદ્રની તે ચંદ્રિકા હતી, ને જગત્ ઉપર શીતળ ચાંદની ઢાળતી. જગત્ એની ચાંદનીને અનિમિષ નેને પીતું.

સારો યે દેહ તો જાણે સૌન્દર્યનો રસથાળ. ત્હેની વેણીમાં નાગનું ઝેર ન હતું, પણ જીવન મ્હેકાવતું સ્નેહામૃત એમાંથી ઝરતું. સુર ને અસુર એ અમૃતથી વણછીપ્યા જ રહેતા.

પાપપુણ્યના પગ તે જોઈજોઈને મૂકતી ને જીવનનાં ડગ તે માપી માપીને માંડતી. આકાશધરતીમાં અવિનાશીને પંથે એ અવિરામ ચાલતી.

કુદરતનું સૌન્દર્ય એને અંગે અંગે ઉભરાતું, ને પરમનો પ્રેમ એની આંખોમાં ઉછળતો.

❧

અને તે........?

આનંદનો તો તે અખૂટ ઝરો હતો. આનંદ જાણે એનો જીવનરસ હતો. ઘડીઘડીમાં એનું આનંદભર્યું સુખડું મરકલડું મારી જતું. અને એ આછું સ્મિત જગતના હૈયાને પ્રલયકાળ સૂધી નચાવવાને બસ હતું. એનો આનંદ અનેરો હતો. એ તો રાખમાંથી રામને શોધતો; દુઃખમાં યે દેવ દેખતો. સર્વ સ્થળે એ પ્રભુને પેખતો ને એમાં જ સચ્ચિદાનંદે રાચતો.

હંમેશનો એનો એક જ રસરણકાર હતો કેઃ—

સુખને ચિન્તવે જેહ, પામે છે સુખને જ તે;<br>
દુઃખને ચિન્તવે જેહ, પામે છે દુઃખમાં જ તે.

અને એની ધૂનમાં જ્યહારે તે લીન થઈ જતો ત્યહારે એ લીનતાની સમાધિમાં ત્હેને ત્હેની આનંદમય સ્નેહમૂર્તિનાં દર્શન થતાં.

❧

એ પછીની શરદ્પૂર્ણિમાના રાસમંડળમાં એ ચંદ્ર સોળે કળાએ વિકસ્યા હતા. એક આભ અજવાળતો, ને બીજો ઉર અજવાળતો.

સૂર્યમંડળમાં સૂર્ય શો તે વચ્ચે વાંસળી વગાડતો હતો, ને ચોમેર બ્રહ્માંડમાળા શી સ્નેહબાળાઓ ઘૂમતી. રસમાળના એ સ્નેહપુવારાની શીતળતામાં વાંસળીનો સૂર દિગ્દિગન્તને ગજાવતો; ને જનતા એ નવફૂલ્હાન-ગોપીનાં રાસદર્શને દૂરદૂરના પ્રદેશમાંથી આવતી.

પણ સૂર્યનો પ્રકાશ તો ચંદ્ર જ ઝીલી પૃથ્વીને અર્પે છે ને?

સૂર્યબંસીનો સૂર તો એને જ શોધતો. ને તે એ સૂરને પોતાના કંઠમાં ઉતારી સૂરમાં સૂર મેળવી જગતનાં હૈયાંને અજવાળતી.

એવાં સ્નેહસૃષ્ટિનાં તે સૂર્ય ને ચંદ્ર હતાં.

ॐ

જીવનની સર્વ ઝરણી જે કો પ્રભુના પ્રેમસાગરમાં રેલાવે છે તે સચ્ચિદાનંદને માણે છે.

એ ભાવે સ્નેહસાગરના ગંભીર આકાશઊંડા જળમાં ત્હેમણે પોતાનું જીવનનાવ ઝૂકાવ્યું. આનંદના તે હલેસાં મારતો; આત્મનૂના સુકાને તે કંઇક ખડકોથી તરી નૌકાને બચાવતી.

સ્નેહસાગરની ઉર્મિઓની રજતરંગી કિનાર ઉપર સૂવર્ણરંગી સૂર્યદેવ પોતાનાં કિરણો નચાવતા. એ કિરણકિરણમાંનાં કામણ એ સ્નેહસાગરનો પહેલો ખડક; અને ત્હેનાથી ત્હેમણે હોડીને બચાવી.

ॐ

## અનન્તતાને આરે

સ્નેહસાગરના વિશાળ જલપટ ઉપર પછી સુર-લોકની મોહાંગનાઓ ઉતરી અને મોહજાળ બિછાવી. પુષ્પધન્વાએ અંતરિક્ષમાંથી વિલાસની વૃષ્ટિ કરી.

પણ ત્‍હેમનું ધ્યેય તો હૃદયક્ષિતિજ ઉપર જલતી પરમજ્યોત હતી. મોહજાળને ચીરીને અને વિલાસવાદળને વિખેરીને ત્‍હેમની તરણી અનંતતાને આરે આવી—પરમજ્યોતને શરણે પહોંચી.

અને ત્‍હાંથી ત્‍હેણે બ્રહ્મબંસરી છેડી, અને જગતને સંદેશ પાઠવ્યોઃ

> " સ્નેહ એટલે કૌમારની કુમાશ;
> સ્નેહી એટલે કુમાર.
> સ્નેહને અભડાવશો મા,
> અપનાવજો. "

હજી યે એ બ્રહ્મબંસરીનો પરમ ધ્વનિ અનંત-તાને આરે સંસારના ઘુમ્મટ શો જગત ઘેરતો ઘૂઘવે છે, ને કો વિરલ આત્મા એ બ્રહ્મબોલને જીવનમાં ઝીલે છે.

તું યે એ કાં ન ઝીલે ?

સ્નેહનાં સંન્યાસીનાં કોઇક વારે દર્શન કર્યાં છે ?



સૃષ્ટિ સારીને યે તે સુગંધીથી મ્હેકાવતી. સુગંધીનો તો તે ભંડાર હતી. ત્હેના ઉચ્છ્વાસવાટે તે આત્મ-સુવાસ બ્હાર કાઢતી; અને પવનની પાંખો પર વિરાજીને એ સુગંધી જગતભરના પુષ્પોમાં ફેલાતી. દરેક ઉચ્છ્વાસે એમ જગત્ નવી સુગંધી પામતું. પુષ્પોમાં યે ત્હેની અખંડ સુવાસ પ્રસરેલી જ છેને!

અને તે રસની વાદળી હતી; હંમેશાં ઝીણી ઝીણી રસવર્ષા વર્ષાવ્યાં જ કરતી. ત્હેના દેહમાંથી રસની ધારાઓ વછૂટતી અને જગત્‌ના પુષ્પો પર તે છંટાતી. કોઇ કોઇ વખતે પ્યાસું જગત્ ત્હેનું પાન કરવા આવતું.

## સ્નેહનાં સંન્યાસી

પુણ્યને પંથે પળતાં ઉડતા સાળુની કોર જ્યહારે તે સંકેલતી ત્યહારે સાળુની ઝીણી ઝીણી જાળીઓમાંથી અનેક રસધાર નીતરતી. પૃથ્વી તે પીતી ને પાવન થતી. જગત્ એના એ પુનિત અમૃતરસ માટે નિત્ય-તરસ્યું રહેતું.

એમ સુવાસ અને રસવર્ષા પામીને પૃથ્વીએ ત્હેને પોતાની રસરાજ્ઞી કરી સ્થાપી હતી.

✻

અને તે હતો ત્હેનો રસરાજવી.

આત્માની આછી ને અધૂરી નિકુંજોમાં તે વિહરતો. પૃથ્વીનાં વૃક્ષવેલીએ બેઠાં તે સુરલોકનાં ગાન ગાતો.

દેહડાળીએ આત્માને તે ઝૂલાવતો, ને સ્નેહનાં પિયુષ પાઇને તે પોષતો. તે કહેતો કે "સ્નેહ આત્માનો યે આત્મા છે. આત્માસૂનાં જ સ્નેહસૂના હોય."

ભગવો ઝુંડો લઈને તે ફરતો. ને એ ઝુંડાની વચ્ચે ત્હેણે સોનેરી અક્ષરે 'સ્નેહ' શબ્દ લખ્યો હતો.

જગતનો તે સંન્યાસી—ત્યાગી હતો; પણ સ્નેહનો તો તે પિપાસુ હતો.

એમ જગતનાં અને એનાં પગલાં અવળાં પડતાં.



પાપના ખાડા કૂદતો ને પુણ્યના ઢોળાવ ચ્હડતો તે આત્માને પંથે પળતો હતો. સાળુની પાંખો ફફડાવતી તે પાછળ ઉડતી.

મેઘ સ્વરૂપે તે આત્માની ગુફાઓમાં વરસતો, ત્ય્હારે વીજ બનીને તે ગુફાઓને અજવાળતી.

આત્મા ત્હેમનો આકાશે ઉડતો; આંખો પાતાળ ચીરતી; ને દેહ પૃથ્વી પર હતા. એમ તેઓ સંગાથે સ્વર્ગ મૃત્યુ ને પાતાળમાં વિહરતાં.

ત્હેમના દેહડોલનને તાલે જગત્ ડોલતું. અને હજી યે એ ડોલનના રહ્યોસહ્યો આંચકો બ્રહ્માંડને ઘૂમાવે છે.

ઉરનાં ઉંડાણુમાંથી સ્નેહજ્યોત પ્રગટતી, અને એ જ્યોતના પ્રકાશમાં તેઓ આગળ ધપતાં. જગત તે જોઇ રહેતું. ત્હેમને જગત સ્હામે જોવાની દરકાર ન્હોતી.



ગુંચવણો જીવનની મુશ્કેલ કે જગત્ની ?

જીવનની તો ત્હેમણે ઉકેલી હતી; જગતની જાણવા તેઓ પ્રયત્ન કરતાં.

આભની પગથી ઉતરતો સૂર્ય જલભર્યાં વાદળાંની વચ્ચે ઝીણેરો દેખાતો હતો, ને થોડીવારમાં તો સુર-લોકમાં સિધાવ્યો. એવે પર્યટનમાં વનના દરવાજા વીંધીને તેઓ ગાઢ અંધકારમાં પ્રવેશ્યાં.

સ્નેહના ઝુંડાને નમન નમીને તેઓએ વાળુ કર્યું; ને પછી થોડી વાર સ્નેહ અને આત્માની ચર્ચા કરી. ત્ય્હાર પછી પ્રભુપ્રાર્થના કરીને નિદ્રાદેવીને શરણે તેઓ સૂતાં. પ્રભુનાં ભકતો પર નિદ્રાદેવીની કૃપા હોય છે ને ? સ્નેહનાં સંન્યાસીને તેણે તરત ગોદમાં લીધાં.



જંગલનાં અનુભવીઓ જંગલનાં કષ્ટો જાણે છે. આજનો દિવસ એમને એ કષ્ટો અનુભવવાને પ્રભુએ નિર્મ્યો હતો.

નિદ્રાને ખોળે સૂતો સૂતો તે સ્વપ્ન અનુભવતો હતો. જાણે પ્રભુની સાન્નિધ્યમાં તે હતો, અને હમણાં જ પ્રભુ એના મસ્તક પર પોતાનો સ્નેહભર્યો હાથ મૂકશે ને સ્નેહે નીતરાવશે એમ થતું. ત્ય્હાં તો—

આશાની કુંજોમાં તે વિહરતો હતો, ત્ય્હાં તો પ્રારબ્ધની જાળમાં તે ફસાયો.

જે ઝાડ નીચે તેઓ સૂતાં હતાં ત્ય્હાં મણિધરની ગુફા હતી. ચારા માટે નીકળેલા નાગે ત્હેને દંશ

દીધો ને ત્હેણે ચીસ પાડી. અણચિન્તવી ચીસ સાંભળીને તે યે જાગી ઉઠી.

વિષની અસર ત્હેને કાતિલ થઇ પડી. પ્રભુનું સાન્નિધ્ય તે સ્વપ્નસાં અનુભવતો હતો; હવે તે ખરેખર ત્યહાં જવા તૈયારી કરતો.

પણ એમ એક પાંખે પ્રભુનું એ લાંબું અંતર કંઇ કપાય છે ?



એના જીવનને ઓગળતું જોઇને તે યે વિલીન થવા તૈયાર થઇ. દંશની જગ્યાએ ત્હેણે પોતાના હોઠ લગાડયા, ને વિષને હૃદયમાં ખેંચ્યું. દંશનું ઝેર એમ તે ચૂસી ગઈ, ને દેહ અર્પીને આત્માને ઉગારવા યત્ન આદર્યો.

પણ ઝેરની અસર તો થઈ ચૂકી હતી. ઝેરને દેહમાં સમાવીને સ્નેહનો સંન્યાસી પ્રભુને પંથે નીકળી ચૂકયો હતો. પણ તે એકલો ને અટૂલો હતો. સાથની વાટ જોતો હતો. સ્નેહ તો સ્નેહીની વાટ જૂએ જ ને ?

સ્નેહ વિનાનો સંસાર ત્હેને અસાર લાગ્યો, ને તે ઝેર પીને સ્નેહીની પાછળ પળી.

એમ સ્નેહનાં સંન્યાસી પ્રભુના દરબારમાં પહોંચવા આત્મા અને સ્નેહને માર્ગે ચાલી નીકળ્યાં.

*

## સ્નેહનાં સંન્યાસી

અને હજી યે એ સ્નેહનીતરતો સ્નેહનો ભગવો ઝુંડો ત્ય્હાં ઉડે છે, ને એમાંથી ઝરતો સ્નેહ દુનીઆમાં વેરાય છે. જગત્ એ હૃદયમાં સંઘરે છે. એમાંથી ઝરતો સ્નેહ તો જગત્ આજે આપસઆપસમાં અર્પે છે.

સ્નેહનાં ભગવા ઝુંડાની સાક્ષીએ એમ જગત ઉપર હજી યે સ્નેહનાં સંન્યાસીનું રાજ્ય છે.

પ્રલયનાં પૂર પછીનું જગત, ઓ માનવી ! કોઈ દિવસ કલ્પ્યું છે ?

*

વિશ્વની ઉંડીઉંડેરી પગથીસૂની વનકુંજમાં સ્નેહની વાયુલહરીએ આછી વિકસતી તે ફૂલપાંદડી હતી.

કો કલાપૂજકનાં અંતર્ચક્ષુ સ્હામે તરવરતી દિવ્ય કલ્પનામૂર્તિ સમી તે કૌમારની પ્રતિમા હતી. કૌમારની પ્રતિભા એને અંગે અંગે વિલસતી, ને એનાં તેજ ત્હેના દેહને આચ્છાદી રહેતાં. એનો દેહ જાણે એ ઓજસ્ વડે જ ન રચાયો હોય એવું કરી મૂકતાં. અને એ તેજઆચ્છાદન ભેદીને મંહીથી એનું સ્નેહઝરતું મુખડું આછું મલકતું એકલું તરવરતું: જાણે તેજસાગરની ઉર્મિઓ ઉપર હીંચકતી ન્હાની શી જીવન તારિણી તરણી !

એના આત્મામાંથી એક અનંત રસસ્રોત વહેતો, ને ત્હેના દિલને ને દેહને ભીંજવીને પવિત્રતાની મૂર્તિ સમી કરી સ્થાપતો. ઘડીભર એ અવ્યક્ત મૂર્તિ સ્હામે પેખીને દાનવો યે દેવ બનતા.

જીવનની જ્યોત સમી તે હૃદયમંદિરને બારણે, આંગણું અજવાળતી, ઉભી હતી. નરી નિર્મળતા ભરી જાણે કો સૌન્દર્યદેવી! અદ્વૈતનાં એની આંખમાં અંજન આંજ્યાં હતાં.

એને પગલે પગલે પુણ્ય વેરાતાં; ને નજરનજરમાંથી નારાયણ નિર્ઝરતા.



અને વીણાનો તે પરમ પૂજારી હતો. વીણામાં એ પોતાનું જીવન ગાતો.

એની વીણા સાંભળીને વિશ્વવીણાના તાર ઝણઝણી ઉઠતા. એના સુરમાં શોક હતો; એના આલાપમાં વિલાપ હતો; ને એની મીંઢ લેતાં તો કંઇક હૈયાં ચીરાઇ જતાં. વનની એકાન્તો ને યોગીની ગુફાઓ એ વીણાના સુરે ક્ષણિક કંપી ઉઠતાં, ને નદીનાં ઉતાવળાં નીર મંહી આંસુના આલાપ પૂરતાં.

વિશ્વની ઉષાને ઉગતી નીરખવા તે રોજ નગરની

કાલિન્દીને કાંઠડે આવતો, ને ઉગતી ઉષાને વીણા વગાડીને વધાવતો. ત્હેને ખબર ન્હોતી કે ત્હેની ઉષાને —ઉગશે ત્ય્હારે—શેણે વધાવવી પડશે. તે તો વિશ્વની ઉષાને નિહાળતો ને મનમાં અધસમજ્યું ગણગણતોઃ "મ્હારી ઉષા નહીં જ ઉગે ?—કે મ્હારા જીવનમાં ઉષા જ નહીં હોય ?"

અંધકારમાં યે પ્રકાશના પડછાયા પડે છે ને અંધકારને ઉજાળે છે; તેમ ત્હેના દેહની કાંતિ ખ્હરેડના અંધકારને અજવાળતી, ને એ ઉજાસમાં તે કાલિન્દીને માર્ગે એકલો ચાલ્યો જતો. ત્ય્હાં રોજ ઉષાને પેખતો ને નિરાશા પીને પાછો ફરતો. ત્હો યે ત્હેને અન્તરમાં આશા રહેતી. આશા અંધારનું ઓજસ્ છે.



અગમ્ય ને અદ્રશ્ય ભૂતગુફામાંથી કાલિન્દીનાં નીર ઉછળતાં ને અનંત ને અજ્ઞાત ભવિષ્યધરામાં વહતાં. વર્તમાનનાં એનાં વહેણ હતાં. એના ઘૂઘવાટમાંથી ઈતિહાસ રચાતા ને જોષ જોવાતા.

સૃજનને ને પ્રલયને સાંકળતી એ જગતની જાહ્નવી હતી. મંહી જગતજગતનાં પુણ્ય પાંગરતાં ને પાપ ઓસરતાં.

ભરતી ને ઓટ એ મહાનદનાં નીરમાં આવતાં, ને મંહી તરતા જીવનનાવને હંફાવતા. કેટલાક આરામાં જ ડૂબતાઃ કોક આત્મસુકાની સંયમી જીવ એ તરીને પાર ઉતરતું.

મંઝી ખડકે હતા ને ખાડા યે હતા; પાણી છીછરાં યે હતાં ને ઉંડાં યે હતાં. ત્હો યે એનાં વ્હેણુ એકસરખાં ઝડપીલાં હતાં. ક્યહાં યે ધીરા ન્હોતાં; ક્યહાં યે ઉતાવળાં ન્હોતાં.

એવી એ કાલિન્દી દશે દિશાઓ ભીંજવતી, બ્રહ્માંડ સોંસરી લોકલોકમાં થઇને વહતી, ને અન્તે અનંતતામાં ભળતી.

*

કાળાં વાદળમાંથી વીજળી ચમકે એમ ગાઢ અંધકારને ભેદીને એની દેહવલ્લરી કાલિન્દીને કાંઠડે ઝબકી, ને સ્નેહનાં જળ ભરવાને હૈયાની હેલ ઉતારી.

પછી પૂર્વમાં ઉષાની પહેલી પ્રાગટ ઉગી.

પૃથ્વીને પાટલે આજે એની ઉષા ઉગી હતી, પણ તે જાણતો ન્હોતો. એ તો વિશ્વની ઉષાને વીણાથી વધાવતો બેઠો હતો.

ત્ય્હાં તો ક્ષણભંગુર દેહ શો વીણાનો ઘસાએલો તાર મીંઢ લેતામાં તૂટી ગયો. ત્હેનાં વધામણાં પૂરાંપૂરાં ત્હો યે અધૂરાં રહ્યાં. ત્હેનાં હતાશ નયનો અવકાશને ભેદીને ઉષા તરફ શૂન્ય નજર ફેંકી રહ્યાં.

આભમાંની ઉષા આથમ્યે ત્હેની દ્રષ્ટિ આમ્રમંજરીઢાંકયા જલઘાટનાં પગથીઆં ઉપર ઢળીઃ જાણે પુષ્પપાથરી સ્વર્ગે સંચરતી જગતનાં સ્નેહીઓની સ્નેહપગથી !

અને છેક છેડે જીવનનાં જળ ડ્હોળીને કાળજૂના પ્રશ્નો ઉકેલતી કો બાળા અનિમિષ નયણે ત્હેને નમન નમી નિહાળી રહી હતી.

ને ત્હેણે પણ પ્રતિનમન કર્યું.

ચારે નયનમાંથી સ્નેહનાં તેજકિરણ ઝર્યાં, ને ત્હેની તેજડાળી બની રહી. ઉપર બે હૃદય કોક પાંદડે બેસીને કલ્લોલતાં હતાં. નજર ભરીને નયણાં એ નીરખતાં.

એમ ત્હેની જીવનની ઉષા ઉગી, ને એણે એને અજાણ્યે અજાણ્યે જીવન સમર્પીને વધાવી.



કાલિન્દીને કાંઠડે પછી પ્રલયનાં મોજાં પછડાયાં. દિગ્દિગન્તમાંથી એમની છોળો આભને ને આયુને ભીંજવતી ઉછળતી. આકાશ ઉપરથી ઓધાર આંસુ વર્ષાવતું.

કુદરતે આજ જાણે પોતાનો જ સંહાર આદર્યો હતો. પણ એ ઘોર સંહાર પછી જ પરમ શાંતિનાં સામ્રાજ્ય સ્થપાવાનાં છે એ કોણ વિચારતું ?

ને વીણાને વળગીને બે દેહ પૂરનાં પાણી ઉપર હીલોળાતાં હતાં.

<u>સ્નેહમાં પ્રભુત્વ છે; સ્નેહી પ્રભુનો ભક્ત છે; ભક્તથી પ્રભુ દૂર નથી.</u>

પ્રલયનું એ કાળમોજું ધસમસતું આવ્યું, ને

ત્હેમને લઇને અદ્ધર ઉછળ્યું. દિલની ઉંચાઇએ ત્હેમના દેહ ઉડયા.

ત્ય્હારે આભને ચીરીને પરમનાં તેજ પ્રગટયાં, ને ત્હેમના અવિભકત આત્મા મળી એક થયા.

ઓસરતાં પાણી ત્હેમના દેહ ઉપર ફરી વળ્યાં. અંધકારઘેર્યા ઇતિહાસના ઉપર થર બાઝી ગયા.

ॐ

તીરે ઉભા મનુષ્યે કલ્પના દોડાવી કે, "વીણા ઉપર વીજળી પડી."

સન્ધ્યાને આરે ખેલતી પ્રકૃતિના ને પ્રકૃતિબોલોના રસરાસ નીરખજો ને પારખજો.



ચેતનની તે અજબ ચીનગારી હતી. એક બ્રહ્માંડથી બીજે બ્રહ્માંડ, ને બીજે બ્રહ્માંડથી ત્રીજે બ્રહ્માંડે, એમ તે અનંત બ્રહ્માંડોમાં ઘૂસીઘૂસીને બ્રહ્મને પણ ચૈતન્યમય કરી મૂકતી.

અને ત્હો ય તે કોમળતાની કળી હતી. એને પગલે પગલે—એની નજરે નજરે કોમળતાના ફુવારા ઉગતા, ને મંહીથી માધુર્યના ફાલ ઉભરાતા ઉતરતા.

જગત્ જ્ય્હારે વાસંતી વાઘા સજી મધુરપની છોળો ઉછાળતું, ત્ય્હારે નિર્મળ સૌન્દર્યની કો અટૂલી લેખડેથી તે સ્નેહના પૂર વહાવતી. પાપી—અપાપી સહુ યે એમાં ઝબકોળાઇને આત્માને ઉન્નતિને શિખરે સ્થાપતા.

જગતઉદ્ધારિણી જેવી એ પ્રારબ્ધનાં પૂર સ્હામે યે ઝુઝીને પોતાનો ઉદ્ધાર શોધતી હતી.

❧

ને આત્માનો તે પરમ અભ્યાસી હતો.

આત્મા ને પરમાત્મા, આત્મા ને દેહ, અને દેહ ને જગતને આપસઆપસમાં શો સંબંધ છે એ શોધવા તે મચ્યો જ રહેતો. દિવસે તે વિચારતો, ને રાત્રે સ્વપ્નામાં તે વાગોળતો.

તેજતેજના અંબાર શી ત્હેની ભવ્ય દેહકાંતિ સારા યે બ્રહ્માંડને સભર ભરી મૂકતી. જાણે બ્રહ્મ એ તેજસાગરમાં હીલોળાતું ન હોય !

ને જગતને તો એનો એક જ સંદેશ હતોઃ–

" પ્રભુને પામવાના પરમ માર્ગ છે
વિશુદ્ધ ગૃહસ્થાશ્રમ કે પરમ સંન્યસ્ત;
નથી એકે બીજાથી ઉણુંઅધૂરૂં. "

ને છતાં યે જગતનો બેપરવા તે અહાલેકના અખાડાને કો અણુકીઠ ખૂણે અહાલેકનું ધ્યાન ધરતો આત્માને ઉંચે ને ઉંચે ઉછાળતો હતો.

❧

આજના યુવકોનો–આવતી કાલની પ્રજાનો પ્રશ્ન તે ઉગતો સંસાર :

સંસારના ધોરી રસ્તા યે મહાવિકટ ને ભૂલભૂલા-મણા છે. પગલે પગલે માર્ગ ઘૂંચવાય છે; પળે પળે આયુષ્ય ઓછું થાય છે. ઘૂંચ જેટલી વ્હેલેરી ઉકેલાય તેટલી વધુ સફળતા.

સંસારને શિખરે પહોંચવું કપરૂં છે. સંસારી કે સંન્યાસી જેમ જેમ ઉંચે ચ્હડે છે તેમ તેમ ત્હેની નીચે લાલચોની લીલી હરિયાળી વધુ ને વધુ જામતી જાય છે, વધુ ને વધુ આકર્ષતી જાય છે. એ જ હરિયાળીને પગ નીચે ખૂંદીને—ના, એમ નહીં, એને ધીરમધીરેથી અળગી કરી ઉશેટીને જ આગળ ધપવાનું છે. કારણ કે પાપને યે ધિક્કારવાનો સન્તને અધિકાર નથી.

એક બાજૂ કાળના મુખ સમી ને ત્હો યે આકર્ષક ઉંડી ગર્તા; ને બીજી બાજૂ ઉંચે ઉંચે આભને અડતું સંસારનું શિખર—પરમ શાંતિનું ધામ; ઓ યુવાન્ યાત્રાળુ ! આત્મા કહે એ પંથે પળજે !



વિરાટને વડલે જ્યહારથી માનવસેનાઓ ટહુકવા માંડી ત્યહારથી જ ત્હેમણે સંસારશિખરની એ રસ-યાત્રા આદરી.

ઉડ્ડયનના પાઠ પઢતા કોઇ બાલપંખીની પાંખના ફફડાટમાંની ધ્રૂજારી નિરખી છે ? એવા જ એમના યે

પણ એ સંસારગિરિની પગથી ચ્હડતાં ધ્રૂજતા. પૂર્ણ અનુભવ એટલે અપૂર્ણતાનો નાશ. એમ એમની યે એ ધ્રૂજારી અનુભવવડે નાશ પામી.

ને લાલચોના પૂર સ્હામે ઘણી યે વાર ઝઝૂમ્યા હશો. દોધારી તલવારની ઘણી વેળા સેજ બિછાવી હશે. જો બિછાવી હશે તો કંઇકે કલ્પી શકશો કે લાલચોનાં કામણ કેવાંક કારમાં હોય છે. એ લાલચોથી અળગા રહીને ત્હેમને આગળ ધપવાનું હતું. કામણોની પરંપરા જ્ય્હારે તેઓ દૂર કરતા ત્ય્હારે જાણે દિલથી દેહનાં પ્રત્યેક અંગ અળગાં કરતાં ન હોય તેમ લાગતું—આત્મા ઉપરના એકએક ડાઘ ઉખેડતાં ન હોય તેમ લાગતું.

પણ દેહ એટલે વાસનાનું સ્થૂલ સ્વરૂપ તે કોણ નથી જાણતું?—કે નહીં માને? ને પછી તો એક એક વાસના ફીટ્યે એકએક ગાત્ર ગળે જ ને?

સુંદરીના સૌન્દર્ય પ્રત્યે કોઈ વાર બેપરવા બન્યા છો? દુઃખમાં યે રસ માણતા એ રસર્ષિઓને જોઇને લાલચોનું યે ક્ષણિક સૌન્દર્ય એવું ચીમળાઇ જતું. એવી પળમાં યે હસ્યા હશો તો ત્હેમના એ સ્નેહનીતરતા દયામય હાસ્યથી વાગેલા ઘાનાં દર્દ સ્હમજાશે જ.

સહુ વાર્તાને છેડો હોય છે, ને આખરે એમની યે એ રસયાત્રાનો છેડો આવ્યો—લાલચોને યે લલચાવીને સંસારગિરિને પુણ્યશિખરે પહોંચ્યાં.

રસ ને રસિકતા જાણે સ્નેહને કિરીટે ન ખેલતાં હોય એવાં તેઓ સંસારને શિખરે શોભતાં.

ને જ્યહારે ત્હેમણે એ ઝળહળતો કીર્તિમુગટ—પૃથ્વીનું છેલ્લું સંભારણું—મસ્તકેથી ઉતાર્યો ત્યહારે તો પૃથ્વીપરના મનુષ્યો બૂમ પાડી ઉઠયાં: "અસંતોષી જીવડાઓ ! શાને કાજે આટઆટલાં દૂઃખ સહન કરતાં હશો ?"

ત્યહારે સૂર્યનાં તીરછાં કિરણો પૃથ્વીની છેલ્લી વિદાય લેતાં હતાં. એ આથમતા સૂર્યદેવને નમન નમવા તેઓ પાછળ ફર્યા.

ને પાછળ જ એ આકાશઉંડી ખીણ પર્વતનો પટવિસ્તાર ઘેરતી પાંગરી હતી. એ અંધકારભરી ખીણ જોઇને ત્હેમને ચક્કર આવ્યાં, ને તેઓ ત્યહાંથી લથડયાં—એ ખીણમાં પડયાં.

ત્યહારે પૃથ્વીએ કહ્યું કે ત્હેમણે આપઘાત કર્યો, ને દેવોએ કહ્યું કે ત્હેમનું નાશવંત તત્ત્વ નાશ પામ્યું. જે હો તે હો: પણ એટલું તો નક્કી કે ત્હેમના

રસાત્મન્ પરમાત્મન્ જોડે જોડાઇ ગયા. સંધ્યાને આરે ત્હેમની યે જીવનસંધ્યા પડી.



ત્ય્હારે સંધ્યાના આભમાં પૃથ્વીવીંટતી અસંતોષની જ્વાલાઓ ભભૂકતી ઉછળતી હતી. કવિઓએ ને કલાકારોએ એને સંધ્યાની લાલી કહી વર્ણવી છે. જનનાના હ્રદયના રૂધીરનો એ રંગ નથી?

જગત્ જેને જીવન કહે છે ત્હેને તે રણભૂમિ કહેતા. દેહ અને દેહીનાં ત્યહાં રણસંગ્રામ મંડાય છે.

❧

દેહનાં સઘળાં સુખો પૃથ્વીમાં સભર ભર્યાં છે, ને તે સઘળાંનો તે અનુભવી હતો. માયાનો હાથ એક વખત ત્હેના મસ્તકે ઠરતો. જગત્ ત્હેને આંગણીએ પોતાનાં સઘળાં સુખો ઠાલવતું. અનેક રસભીનાં હૃદયોનાં માન મળતાં. અનેક લાલચોની માયાજાળ ત્હેની ચોમેર વીંટળાઇ પડી હતી. એને ન ગણકારતાં એ લાલચોની યે વચ્ચે તેનો આત્મા પ્રભુના નામનું રટણ કરતો.

દેહ અને દેવની ટેકરીઓ વચ્ચે આત્માની ખીણ પથરાઇને પડી છે, અને એ અંધકારભરી ખીણમાં થઈને જ પ્રભુને પમાય છે. પ્રભુદેશનો માર્ગ સંસારમાં થઇને વહે છે.

## આત્માનાં બન્ધન

રટણનાં પૂરે એક વાર ત્હેના આત્માને ન્હેલોવ્યો ને ત્હેણે પ્રભુને માર્ગે જીવનની મુસાફરી આદરી.



જગત્‌ને એ આકરૂં પડયું. એક વખતનો જગત્‌-રાજવી આજ જગત્‌ને તરછોડતો હતો. એના એ ભેખને ત્યજાવવા જગતે પોતાની સર્વ શક્તિ અજમાવી.

પણ જગત્‌ના એ સર્વ શ્રમ અફળ ગયા. શિયાળાની કડકડતી ઠંડીમાં તે ઉઘાડે દેહે ફર્યો, અને જગત્‌ની જરૂરીઆતોને ત્હેણે દૂર ફેંકી.

જે લક્ષ્મીની ત્હેને હર પળે જરૂર લાગતી તે ત્હેને ભારરૂપ ભાસી. જે સત્તાના મદમાં ત્હેનું માથું ઉંચું રહેતું તે જ સત્તાના ભારથી ત્હેનું માથું નમવા લાગ્યું. પ્રભુને પંથે ત્હેને તે બોજો અસહ્ય હતો, ને ત્હેણે તે ફેંકી દીધો.



સૃષ્ટિનું સૌન્દર્ય પછી ત્હેની સ્હામે આવ્યું, ને કહ્યું, “ પ્રિય ! ”

ને ત્હેણે કહ્યું, “ બ્હેન. ”

સ્ત્રીએ કહ્યું, “ સારૂ યે જગત્‌ જેને શરણે છે તે સૌન્દર્ય—સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ જેની એક નજરથી

ફૂના થઇ જાય છે તે સૌન્દર્ય આજ ત્હારી સ્હામે છે. તું......તું........ત્હેને........આપ એ સૌન્દર્યને— ત્હેના પ્રેમને તરછોડશો ? ”

ત્હેના નયનમાં અનેરૂ તેજ પ્રગટયું. આજ ત્હેની પરીક્ષા હતી; ને પરીક્ષામાં બેસવા તે તૈયાર હતો. તે બોલી ઉઠયો, “ શું કહ્યું ? માતા ! સ્વર્ગ સુંદર હશે. પણ સ્વર્ગમાં ઇન્દ્રના મહેલો છે, પ્રભુના મહેલો બ્રહ્મલોકમાં છે. સંતના ઉરમાં—આત્માના આવાસમાં પ્રભુ રાચે છે. માતા ! ‘ પ્રેમ ’ ‘ પ્રેમ ’ કરીને પ્રેમને કે સૌન્દર્યને અભડાવશો મા. સૌન્દર્યને સ્નેહની સાંકળ વડે પ્રભુ જોડે ગૂંથી લ્યો; જીવનસંગ્રામ જીતશો. ”

સ્ત્રીને જીતવાને બ્હેન અને માતા એ બે શબ્દો બસ છે. જીતવા આવેલી તે જીતાઇ ગઇ. જય પામતાં પહેલાં હારવું જ જોઈએ. તે હારી, ને ત્હેની ખાત્રી થઇ કે તે જરૂર જીવનસંગ્રામ જીતશે.

અને આવી રીતે દેહના સઘળા બંધનોને તે પુરુષે નમાવ્યા, ને નમાવીને પ્રભુને ચરણે ધર્યાં.

એમ જગતના હાથ હેઠા પડયા.



આત્માની ખીણુમાં તે વિહરતો હતો ત્ય્હારે

# આત્માનાં બન્ધન

આભ આડા અંધકારના આગળીઆ દેવાયા હતા. આત્મા ત્‍હારે અંધકારમાં આથડતો.

ત્‍હાં તો આભને આરે સોનાની ખાણ પ્રગટી ને સંહીથી સુવર્ણકળશ શા સૂર્યદેવ પ્રગટ્યા. આત્મસૂર્યના એ ઉજાસમાં ત્‍હેને કશાયની જરૂર ન રહી. ને સત્યને માર્ગે સર્વની સેવા કરતાં ત્‍હેણે આગળ ધપવા માંડ્યું.

સેવાભાવી સર્વ આત્મા ત્‍હેને આવકાર આપતા ને ત્‍હેનામાં લીન થતા.

અને એમ એ સર્વ આત્માનો પરમાત્મા જેવો થયો.



આવી રીતે જગતબંધનો તોડીને આત્માને ત્‍હેણે પ્રભુબંધને બાંધ્યો, ને અમર થયો.

જગતને ત્‍હેની પડી છે કંઈ?

એ અસરપન્થનો તે યાત્રાળુ હતો કે જ્યહાં જવા સહુનાં ઉર ઉલ્લાસે ઉછળે છે. તે એ પન્થનો અજાણ્યો હતો ને તેથી ઘણી વેળા માર્ગ ભૂલતો. જીવનની એકએક ઠોકર ખાઈને તે સીધે ચીલે ચ્હડતો, ને વળી વળીને પન્થ ભૂલતો. એમ કંઇ કંઇ સુખ-દુઃખના પડછાયા વીંધીને તે એ રસ્તે આગળ વધતો. એવી જ છે વિશ્વની પરિક્રમણા !

ને પન્થભૂલ્યો એ એકવાર પૃથ્વીલોક ઉપર આવી પહોંચ્યો. આભવીંધતા પર્વતો ઉપર અને ગિરિકન્દરાઓમાં તપ તપતા યોગીઓને ને અવધૂતોને ત્હેણે પેખ્યા. લીલીછમ કુંજોની અટવાએલી જાળીઓમાંથી સરકી જતી કલકલનિનાદે નિર્મળ જળ વહેતી નદમહાનદનાં ધીરગંભીર વ્હેણમાં સરકતું સૃષ્ટિસૌન્દર્ય એણે નીરખ્યું. રાત્રિદિવસનાં અંધારાંઅજવાળાં જોયાં. જનહૃદયના અણુઉકલ્યા પ્રારબ્ધલેખ વાંચ્યા. મૃત્યુનો કારમો કાજળકાળો હાથ પ્રીછ્યો.

યમરાજ તો ત્હ્યાં નામના જ રાજા હતા, ને રાજા તરીકે જ ત્હેમની ખ્હીક હતી. ત્હ્યાં ખરૂં રાજ્ય તો માયાદેવી ચલાવતાં.

તે માયાદેવી પાસે ગયો અને કહ્યું, " ઓ દેવી! ઓ ભગવતી! જગત્‌ને ઉદ્ધારો, ડૂબાડો મા. બંધન છોડો ને પ્રભૂપંથ દાખવો."

ત્હારે એ મદઘેલી મહારાણીએ કહ્યું, " ઓ પ્રભુઘેલા પિપાસુ! જગત્‌ને તો નિશ્ચેતનમાંથી ચેતન શોધવું છે; અણુમાંથી બ્રહ્માંડ રચવાં છે; પાપમાંથી પરમેશ્વર પ્રગટાવવા છે. મ્હેં બંધને બાંધ્યું છે ત્હારે જ આટલું યે સખણું છે. બંધન છોડું તો કયે માર્ગે એ જાય? ઓ પ્યાસી આત્મા?"

અને ત્હેણે કહ્યું, " વિનાશને પંથે. મ્હારે તો સચ્ચિદાનંદને તીર્થે જવું છે. સ્વર્ગનો માર્ગ અહીં થઇને જ છે ને? માયાદેવી!"

માયાદેવીએ કહ્યું, " અહીં થઈને જ સહુ સ્વર્ગમાં જાય છે, ને પૂણ્યની અવધિ વીત્યે પાછાં વળે છે."

યાત્રાળુએ મનમાં જ કહ્યું, " ત્હારે હજી હું માર્ગ નથી ભૂલ્યો."

ને પૃથ્વીલોક તજી તે સ્વર્ગલોકમાં ગયો.

અનેક પૂણ્યશીના આત્માઓ ત્હ્યાં આનંદે

રાચતા. દિવસ ને રાત્રિ ત્‍યહાંથી અદૃશ્ય થયાં હતાં. કલ્પવૃક્ષ ને ચિન્તામણિનું ત્‍યહાં સંયુક્ત રાજ્ય જોયું.

નિજનિજને ભાવતો આનંદ ત્‍યહાં સહુ લૂંટતા. પુણ્યની અવધિ ક્‌યહારે ખૂટશે તે કોઇ જાણતું નહિ; ને અવધિ વીત્યે પાછા પૃથ્વીલોક ઉપર ઉતરતા. કોકજ આગળ જતું.

તે સ્વર્ગના રાજવી કને ગયો, ને કહ્યું, "ઓ દેવાધિદેવ ! સ્વર્ગને ઉદ્ધારો, ઉગાડો મા. સૂવર્ણમઢયાં કારાગૃહનાં દ્વાર ખોલો ને પ્રભુનો પંથ દાખવો."

ત્‍યહારે ત્‍હેમણે કહ્યું, "ઓ પરમના પ્રાર્થી ! સ્વર્ગના આત્માઓ તો સુખદ્વારા પરમાત્માને પરખે છે. આટલાં યે ન આંજ્યાં હોય એ જાદુ, તો તો મૃત્યુલોકમાં જ ખોજતા હોત એ આત્માઓ પરમાત્માને."

ને ત્‍હેણે કહ્યું, "વિનાશમાર્ગથી વેગળા રહ્યા છે એ આત્માઓ, પણ અંધકારમાં શોધે છે પ્રકાશને. સર્વ આત્માઓ જ્‍યહારે પ્રભુનામની સામટી ચીનગારીઓ ચાંપશે, ત્‍યહારે પ્રગટશે એ પ્રકાશ; ને દૂર કરશે અંધકારને. બ્રહ્મલોકનો માર્ગ અહીં થઇનેજ છે ને ?"

ત્‍હેમણે કહ્યું, "હા, ઓ આતમના અભ્યાસી ! બ્રહ્મલોકમાં અહીં થઇને જ જવાય છે."

ત્‍હેણે મનમાં જ કહ્યું, "પ્રભુની ઉપાસનાનો યે કેટલો પ્રભાવ ! અજાણ્યો ત્‍હો ય ધપું છું મ્હારા માર્ગમાં, ને બચું છું કંઇ કંઇ મહાદુઃખોની પરંપરાઓમાંથી."

ને સ્વર્ગ તજી તે બ્રહ્મલોકમાં ગયો.

સર્વ આત્માઓ ત્યહાં બ્રહ્મભીના હતા. ભૂત, વર્તમાન ને ભવિષ્યના તે જાણણુહાર હતા. સ્થળ ને કાળના પારંગત હતા. સતના તેઓ સતયુગિયા હતા. બ્રહ્મ ને બ્રહ્માંડના તેઓ સર્વસંચારી હતા. બ્રહ્માજીનું ત્યાં રાજ્ય ચાલતું.

પણ મહાશક્તિવંતા તેઓ પોતાની મહાશક્તિઓનો પરમ સદુપયોગ ન્હોતા કરતા. અધિકાર વિના તેઓ મહાશક્તિઓનું જ્ઞાન ન્હોતા આપતા.

તે બ્રહ્માજી કને ગયો ને કહ્યું, " ઓ જ્ઞાનેશ્વર ! બ્રહ્મલોકને ઉદ્ધારો, ડૂબાડો મા. પાત્રાપાત્રનો ભેદ ભૂલવો, ને પ્રભુપંથ દાખવો."

ત્યહારે બ્રહ્માજીએ કહ્યું, " ઓ પરમાત્મન્‌ના પરિવ્રાજક ! એમને તો બ્રહ્મમાંથી પરબ્રહ્મ મેળવવા છે. આટલું યે બ્રહ્મજ્ઞાન આપ્યું છે ત્યહારે શાંત રહ્યા છે."

ત્હેણે કહ્યું, " એકલા જ્ઞાનાનંદનો એમનો માર્ગ છે. સચ્ચિદાનંદ તો એથી યે પર છે. સત્યલોકમાં અહીં થઇને જ જવાય છે ને ?"

બ્રહ્માજીએ કહ્યુ, " સત્યલોકનું આ સુખદ્વાર છે, ને અહીંથી જ જાય છે સહુ સત્યલોકમાં."

ને ત્હેણે કહ્યું, " અનહદ કૃપા, ઓ પરમ વિભૂતિ !"

ને બ્રહ્મલોક તજી તે સત્યલોકમાં આવ્યો.

ત્ય્હાં સર્વ પુણ્યાત્માઓનો વાસ હતો. સુખ, સત્ય, પુણ્ય ને જ્ઞાન ત્ય્હાં સર્વત્ર પ્રકાશતાં. સૌન્દર્ય ને પ્રેમ, માયા ને મૃત્યુ ત્ય્હાં વિરાજતાં. ત્ય્હાં કોઇનું રાજ્ય ન્હોતું—કોઇ પુણ્યાત્મા પરતંત્ર ન્હોતો.

ત્હેણે ત્ય્હાં જોયું કે પુણ્યાત્માઓ પ્રેમને ને સૌન્દર્યને, માયાને ને મૃત્યુને આજ્ઞા આપતા; ને એ આજ્ઞા આપવે અહંકારનો કંઇક આવિર્ભાવ થતો.

ત્હેણે સાર સારવ્યો કે એ પુણ્યાત્માઓ આત્માનો આનંદ માણતા, પણ તે યતકિંચિતે અધૂરો હતો. સચ્ચિદાનંદ એથી કંઇક પર હતો.

પછી ત્હેણે એક આત્માને પૂછ્યું, “ઓ દિવ્યાત્મા! પ્રભુના પ્રદેશમાં આ પન્થે થઇને જ જવાય છે ને?”

ત્ય્હારે તે આત્માએ કહ્યું, “હા. કેટલાક ત્ય્હાં જાય છે, ને જાય છે તે ત્ય્હાંથી પાછા ફરતા જ નથી.”

તે મનમાં જ બોલ્યો, “ઓ વિભુ! આવે ત્હો યે આતમના અભાગ સ્વીકારજે.”

ને ત્ય્હાંથી તે પ્રભુના પ્રદેશમાં ગયો.

એ જ ત્હેનું તીર્થ—એ જ ત્હેનો વિશ્રામઘાટ સચ્ચિદાનંદ. એને જ માટે આ અમરપન્થની યાત્રા આદરી હતી.

ને સ્વર્ગ તજી તે બ્રહ્મલોકમાં ગયો.

સર્વ આત્માઓ ત્ય્હાં બ્રહ્મભીના હતા. ભૂત, વર્તમાન ને ભવિષ્યના તે જાણણુહાર હતા. સ્થળ ને કાળના પારંગત હતા. સતના તેઓ સતયુગિયા હતા. બ્રહ્મ ને બ્રહ્માંડના તેઓ સર્વસંચારી હતા. બ્રહ્માજીનું ત્યાં રાજ્ય ચાલતું.

પણ મહાશક્તિવંતા તેઓ પોતાની મહાશક્તિઓનો પરમ સદુપયોગ ન્હોતા કરતા. અધિકાર વિના તેઓ મહાશક્તિઓનું જ્ઞાન ન્હોતા આપતા.

તે બ્રહ્માજી કને ગયો ને કહ્યું, “ઓ જ્ઞાનેશ્વર ! બ્રહ્મલોકને ઉદ્ધારો, ડૂબાડો મા. પાત્રાપાત્રનો ભેદ ભૂલવો, ને પ્રભુપંથ દાખવો.”

ત્ય્હારે બ્રહ્માજીએ કહ્યું, “ઓ પરમાત્મનના પરિવ્રાજક ! એમને તો બ્રહ્મમાંથી પરબ્રહ્મ મેળવવા છે. આટલું યે બ્રહ્મજ્ઞાન આવ્યું છે ત્ય્હારે શાંત રહ્યા છે.”

ત્હેણે કહ્યું, “એકલા જ્ઞાનાનંદનો એમનો માર્ગ છે. સચ્ચિદાનંદ તો એથી યે પર છે. સત્યલોકમાં અહીં થઇને જ જવાય છે ને ?”

બ્રહ્માજીએ કહ્યુ, “સત્યલોકનું આ મુખદ્વાર છે, ને અહીંથી જ જાય છે સહુ સત્યલોકમાં.”

ને ત્હેણે કહ્યું, “અનહદ કૃપા, ઓ પરમ વિભૂતિ !”

ને બ્રહ્મલોક તજી તે સત્યલોકમાં આવ્યો.

ત્ય્હાં સર્વ પુણ્યાત્માઓનો વાસ હતો. સુખ, સત્ય, પુણ્ય ને જ્ઞાન ત્ય્હાં સર્વત્ર પ્રકાશતાં. સૌન્દર્ય ને પ્રેમ, માયા ને મૃત્યુ ત્ય્હાં વિરાજતાં. ત્ય્હાં કોઇનું રાજ્ય ન્હોતું—કોઇ પુણ્યાત્મા પરતંત્ર ન્હોતો.

ત્હેણે ત્ય્હાં જોયું કે પુણ્યાત્માઓ પ્રેમને ને સૌન્દર્યને, માયાને ને મૃત્યુને આજ્ઞા આપતા; ને એ આજ્ઞા આપવે અહંકારનો કંઈક આવિર્ભાવ થતો.

ત્હેણે સાર સારવ્યો કે એ પુણ્યાત્માઓ આત્માનો આનંદ માણતા, પણ તે યત્કિંચિતે અધૂરો હતો. સચ્ચિદાનંદ એથી કંઇક પર હતો.

પછી ત્હેણે એક આત્માને પૂછ્યું, "ઓ દિવ્યાત્મા! પ્રભુના પ્રદેશમાં આ પન્થે થઇને જ જવાય છે ને?"

ત્ય્હારે તે આત્માએ કહ્યું, "હા. કેટલાક ત્ય્હાં જાય છે, ને જાય છે તે ત્ય્હાંથી પાછા ફરતા જ નથી."

તે મનમાં જ બોલ્યો, "ઓ વિભુ! આઘે ત્હો યે આતમના પ્રણામ સ્વીકારજે."

ને ત્ય્હાંથી તે પ્રભુના પ્રદેશમાં ગયો.

એ જ ત્હેનું તીર્થ—એ જ ત્હેનો વિશ્રામઘાટ સચ્ચિદાનંદ. એને જ માટે આ અમરપન્થની યાત્રા આદરી હતી.

સકળ અવકાશમાં તેજતેજના અંબારભર્યો એ પ્રદેશ દિશાઓના છેડા સૂધી પાથર્યો પડ્યો હતો.

પરાત્પરને તે પ્રણમ્યો ને કહ્યું, “ ઓ પરમાત્મનૂ! આજ મ્હારા પાપનો પ્રલય થયો. આજે મ્હને સચ્ચિદાનંદ સાંપડ્યો. કોટી કોટી મ્હારા પ્રણામ છે.”

ને ઉંચું જોયું ત્ય્હારે તે પરાત્પરની ગોદમાં હતો. સર્વ ભંડાર એને ચરણે ઢળતા. યાત્રીની યાત્રાએ એમ પરાત્પરને જીત્યા.

ફરી એક વેળા પ્રણામ કરી એ અમરપન્થનો યાત્રાળુ પરાત્પરમાં લીનવિલીન થઇ ગયો.

ॐ

જગતના ઓ આત્માઓ! એ અમરપન્થે પળજો ને પરાત્પરને માણજો.

સૃજનજૂના કેટકેટલા પ્રશ્નોના સાર સારવી જોયા છે ?

ॐ

અવકાશની અંધકારગુફાઓને અજવાળતું તેજ-ઝરણું કો અગમ્ય ખૂણેથી અવતર્યું, ને પળવારમાં તો સારી યે અનંતતા ઓજસ્થી છલકાઇ રહી.

ને પાછળથી એ તેજના સરજનહાર ઓજસ્ની ઉર્મિઓ ઉછાળતા પધાર્યા.

એમનાં નયનોમાંથી તેજનાં કિરણો ઝર્યાં, ને કિરણકિરણમાંથી એકએક બ્રહ્માંડમાળા ગૂંથાઈ. એ કિરણના બિંદુબિંદુમાંથી ગ્રહો ને મહાગ્રહો બન્યા.

એ જોઈને ઝબુકદીવડા શી એક આછી સ્મિતલહરી અંતરનો સ્નેહ ઉભરાવતી એમને મુખડે ફરકી રહી; ને નયનોને અંદરને બે ખૂણેથી હર્ષભર્યાં સ્નેહનાં બે

શીતળ ને મધુમધુરાં અશ્રુબિંદુઓ મીઠાં જળનાં સરવરિયાં થઇ પડયાં.

ને એ હાસ્યના ઉચ્છવાસમાંથી પરમ સુગંધિત વાયુ વહ્યો. પુષ્પોએ ત્હેમાંથી સારી યે સુગંધી સારવી લીધી. આજે યે એ એમને એમ સુગંધીહીન અવકાશ ને સુગંધીથી ભરતો વહ્યાં જ કરે છે.

ॐ

એ તેજમૂર્તિની લીલા નિહાળી પછી તો શ્રી હરિને યે રસખેલનાની ભાવના જાગી.

પંચ મ્હાભૂતોને એકઠાં કરીને એમણે એક એક દેહ રચ્યો, ને મંહી પોતાનો અંશ મૂકયો. મનુષ્યોને ને પ્રાણીઓને એમ એમણે અપનાવ્યાં.

ને પછી એ બધાંને કસોટીને પત્થરે લાવીને મૂકયાં—માયા ને મૃત્યુનાં બંધને બાંધ્યાં.

ને ત્યહાંથી તે સ્નેહ વર્ષાવતા આગળ વધ્યા.

ॐ

કેટલાયે કાળે, પછી, ત્હેમણે આ પૃથ્વીને સ્મરણે આણી, ને દિવ્ય ચક્ષુથી દર્શન કર્યાં.

ત્ય્હારે માયાએ ને મૃત્યુએ જગત ઉપર સંપૂર્ણ સામ્રાજ્ય સ્થાપ્યું હતું—એ વીંટેલા બંધનમાં જગત વધારે લપેટાયું હતું.

ને ત્હારે ત્હેમની આંખોના છેડાને બે ખૂણેથી ભક્તિભાવભર્યાં શોકનાં બે અશ્રુબિંદુ સરી પડયાં. જગત ઉપર તે પડયાં કે ન પડયાં એ કોઈએ દીઠું નહિ; પણ ત્હારથી ખારાં પાણી આપણા જગત્‌વીંટતાં ધૂઘવે છે.

❧

જગત એ કસોટીમાં જીત્યું કે હાર્યું ? સન્તો ! કહો: સૃજન સિદ્ધ થયું કે નહિ ?

ને ત્હો યે કો વિરલ દેહી એ સ્નેહને માર્ગે—એ પરમને માર્ગે પરાત્પરને ખોજતો પળે છે, ને એ માર્ગે જ પરમાનંદ માણે છે.

દિશાવનમાં વિરાટ રમણે ર્‌હડ્યો હતો.

પૃથ્વીએ આજ નવવસંતના વાસંતી વાઘા સજ્યા હતા; સાગર મધુરપની છોળો ઉછાળતો ઘેરે રવે ગોરંભતો હતો; આકાશમાં ઉષાની આછી પગલીઓ ઉગીને અફુલ્લતી હતી.

વિરાટ રમણે ર્‌હડ્યો હતો.

રસદેવનો આજ રાસોત્સવ હતો. પુરની પટરાણીઓ આજ રાસે ઘૂમતી હતી; નગરના મહાજનો આજ દાંડીઆ ઝીલતા હતા. રસદેવનો રાસોત્સવ ઉજવતું નગરનું ચૈતન્ય આજ રસપૂરમાં હિંડોળા ખાતું હતું. સાહેલીઓ સંગે તે યે રસદેવનાં દર્શને રસમંદિરે જવા નીસરી હતી: જાણે નશ્વર દેહે ધરેલો અમર આત્મા ચાલ્યો !

અસ્થિર આશાનો અનિશ્ચિત અનિલ ત્‌હેને આકાશમાં અદ્ધર ઉડાવતો, ત્‌હારે નિરાશાની શિલાઓ

એ તેજછાયા ખસી ગઇ. ત્હેનાં આતૂર નયનો એ જતી છાયાનો માર્ગ નિહાળી રહ્યાં.

ક્ષણેક પછી ત્હેનાં નયનો રસદેવની મૂર્તિ પ્રતિ ઢળ્યાં. પણ છાયા વિનાની મૂર્તિ તો પાષાણની પ્રતિમા સરિખડી જડ નીરસ ને નિશ્ચેતન ભાસી.

પછી ત્હેને એ છાયાની ઘેલછા લાગી. તે સ્હમજી કે માયા એટલે શું? અદ્રશ્યનાં એને આમંત્રણ આવ્યાં. જીવનમાં પહેલી જ વાર ત્હેને અણદીઠનાં આકર્ષણ સ્હડયાં, ને છાયાની પાછળ તે યે બહાર દોડી. પળમાં તો એ વનની કુંજોમાં અદ્રશ્ય થઈ ગઈ.

સાહેલીઓ તો સહુ નિરખી રહી. કો હસી, કો પાછળ દોડી. પણ જતા આત્માને કોઇએ ઝાલ્યો છે? નમેલે નયણે ને અવનત શિરે ત્હેમણે પુર ભણી પગલાં માંડયાં. આત્મા વિનાના દેહની માફક સહુના યે વદન ઉપર મૃત્યુની શિહાઇ ઢોળાઈ હતી.

ને તે તો પેલી છાયાની પાછળ ઉડતી-દોડતી હતી. 'હમણાં ઝાલશે,' 'આ ઝાલું છું' કહેતી, ને વળી અંતર પડતું. એમ કરતાં કરતાં ધરતીનો છેડો આવ્યો. સ્હામે જ સાગર ગર્જતો હતો.

ત્હેણે છેલ્લી હામ ભીડી. હૈયાની આશ સમી એ તેજછાયાને પકડવા ત્હેણે આયુષ્યને આરેથી કાળના

ત્હેને પાછી પૃથ્વી પર લાવી મૂકતી. આશાનિરાશાને અમર ઝૂલે જીવન ઝૂલાવતી તે ઉડતી–ઉતરતી હતી.

હૈયું નાચતું ને પાય થનગનતા; સારા યે દેહમાં આજ રસની મસ્તીનાં તોફાન જાગ્યાં હતાં.

ને વિરાટે રસણે ન્હડયો હતો.

સ્નેહની સરિતે તરતી, આયુષ્યને ઓવારે ન્હડી તે રસમંદિરને પૂનિત આંગણે પધારી, ને દેવનાં દર્શને મંદિરમાં ગઈ.

તરત જ મંદિરના ઘુમ્મટમાંથી કો તેજછાયા અવતરી ને એ દેવમૂર્તિને આવરી લેતી ચોમેર ઢળી રહી. હૈયાના ધૂપની કો વછૂટેલ વાદળી વેરાઈ હોય એમ એ એકલછાયા એ રસમૂર્તિને આચ્છાદી રહી. વેરાયેલી તે પાલવને છેડલે નેણ લુછે કે પોપચાં પલાળે, ત્હો ય જાણે મૂર્તિ સાથે જ ઘડાઈ હોય એવી એ તેજછાયા તો ત્વચા જેવી ઘેરી પડી હતીઃ સ્થિર, સદેહી, ને શાશ્વત.

પ્રાર્થના કરીને તે નમન નમી. હૈયામાં પ્રશ્નો રમતા કે, “આંખની ઝાંખપ હશે? કે ઘુમ્મસની વાદળી હશે? હમણાં ખસી જશે ને દેવની મૂર્તિનાં નિર્મળાં દર્શન થશે.”

ને ખરે જ! વંદન વંદીને તે ઉભી થઈ ત્યહાં તો

# ચીનગારી

" પરમપ્રેમ પરબ્રહ્મ. "
-ન્હાનાલાલ.

" પ્રેમ અને ત્યાગ "


લેખક અને પ્રકાશક

સુંદરલાલ નાથાલાલ જોષી

નડિઆદ.





વિ. સંવત
૧૯૮૪

મૂલ્ય.
૦-૧૨-૦



## અણઆથમી આશા

મહાસાગરમાં ઝંપલાવ્યું. ત્હેને મનમાં હતું કે એ મહાસાગર તરીને ફરી તે જીવનની કુંજોમાં વિહરશે.

પણ પૃથ્વીને પાટલેથી ઉડી એ માયાવી છાયા તો અનંત આકાશમાં ભળી ગઈ, ને નીશાનચૂકી સિંહણ જેવી તે તો કાળના મહાસાગરમાં પછડાતી પડી. મૃત્યુનાં ગેબી મોજાં ઉપર ફરી વળ્યાં. ઘોર નિરાશાની અનેક વાદળીઓ મંહીથી પ્રગટી ઉઠી ને અનંત આભ ભરીને ઉડી રહી.

સાથે એક તારકમાળ તગતગતી. જગત એ જોતું હતું.

કાળના મુખ સમી ઘોર નીરાશામાં યે અણઆથમી આશાનાં દર્શન કરતું જગત ત્હારે રમણે ચ્હડયું હતું. દૂરદૂર રાસ ઝીલતી–ઝીલાવતી સાહેલીઓનો ગીત–ટહુકો ગર્જતો હતો; ને સાગરમાંથી ત્હેના પડછન્દ ઉઠતાઃ

આભલાં અન્ધારાં ઢોળે, સાહેલડી !
ઉરમાં અખંડ એક જ્યોતિ જલે;
તારકોની તેજમાળ ડોલે, સાહેલડી !
આશાની રેખ એક આછી ઉગે.

❧ ❧ ❧

## (૧) પુરૂષવિશેષ કે ઈશ્વર.

"પરમ" અને "પામર" વચ્ચેનો ભેદ અજ્ઞાનમૂલક છે. અજ્ઞાનનો હ્રાસ થતાં "પામર" "પરમ" પદને પ્રાપ્ત થાય છે.

[૧] માનવ જીવનમાં કેટલીએ એવી ધન્યક્ષણો આવે છે કે જે સમયે "જીવ" "શિવત્વ" અનુભવે છે, "પરમ" બનેલો "પામર" પરમાત્માના વિશુદ્ધ કક્ષામાં પ્રવેશે છે.

[૨] "પુરૂષ" "પુરૂષવિશેષ" કે "ઇશ્વર" બને છે.

---

[૧] સરખાવો:–" It is these men and women, whose Rajas and Tamas have been absolutely overwhelmed by the excess of the quality of Sattva, who give us a glimpse of what we see, in moments of the most exalted beatitudes, as human perfection. It is this perfected human who slightly reveals what the Vaishnava worships as the Rupa or Form of his Lord"–The Soul of India.

An amoeba can evolve into a Buddha–Swami Vivekanand.

[૨] क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः ॥ પા. યો. સૂ. ૧–૨૪

| | | |
|---|---|---|
| -૧૦ | દોલન નહિ | દોલનઃ નહિ |
| ૨૪---૬ | य | ये |
| ૨૫--૧૫ | ઘ્યાન | ધ્યાન |
| ૨૬--૨૪ | inspration | inspiration |
| ૨૭--૧૦ | Perfectly | perfectly |
| -૧૧ | Jealous | jealous |
| ૨૮---૪ | થાય છે, | થાય છે. |
| -૫ | स्वरुपे | स्वरूपे |
| -૧૩ | ભક્તિસત્રમાં | ભક્તિસૂત્રમાં |
| ૩૩--૧૧ | परांक्त्वेद | परांक्त्वेव |

## ચીનગારી.

| | | |
|---|---|---|
| ૫--૧૨ | ારી | તારી |
| ૧૩--૧૦ | કોલિકાઓને | કલિકાઓને |
| ૨૧--૧૪ | પિશાચિની ! | પિશાચિનિ ! |
| ૩૨--૧૫ | મૂક્તક | મુક્તક |
| ૪૧----૯ | સર્વત્ર...વાસ | સર્વત્ર વા...સ |
| ૫૮---૪ | અમૃત. કે. નાયક. | મણિભાઈ દ્વિવેદી. |
| ૫૯---૮ | મંજુરે નજર | મંજુરે નજર |
| [illegible]--૧૫ | [illegible] | [illegible] |
| [illegible]--૧૧ | [illegible] સમાધિ | [illegible]સમાધિ |
| [illegible]--૧૦ | [illegible]ની ! | [illegible]નિ ! |
| [illegible]---૫ | સૌન્દર્યની | સૌન્દર્યની |

રસમયી તે આનંદોર્મિને વ્યક્ત સ્વરૂપ આપી, વિશ્વને પ્રમત્ત બનાવે છે.

વિશ્વને પ્રમત્ત બનાવનારી, ચૈતન્ય, ચમત્કાર અને રસથી જ રચાએલી એ ભુવનમોહિની આનંદોર્મિ તેજ "કવિતા."

(૫) રસ.

ભાવોર્મિ એટલે આનન્દલહરિ–રસછોળ.

[૧] "રસ" એજ આનન્દબ્રહ્મનું મૂર્તસ્વરૂપ છે.

આનન્દ એજ બ્રહ્મ છે.

આનન્દમાંજ ભૂતમાત્રની ઉત્પત્તિ છે, તેમાંજ તેની સ્થિતિ છે, જીવન છે, તેમાંજ તેનો લય છે.

રસ, તૃપ્તિ આપે છે, આનન્દ ઉપજાવે છે.

રસપાન કરતો પુરૂષ પરમાનન્દમય બને છે.

[૨] રસ તો એજ કે જેનું પાન કરતાં બુદ્ધિમાનો પણ પ્રમત્ત બને, મધુઘેલા ભ્રમરની માફક જ્ઞાનીઓ પણ આનન્દમાં મસ્ત બને.

---

स कदाचन। व्यक्तिः सा तस्य चैतन्यचमत्काररसाह्वया ॥ आद्य स्तस्य विकारो यः सोऽहंकार इति स्मृतः। ततोऽभिमानस्तत्रेदं समाप्तं भुवनत्रयम्॥ अभिमानाद्रतिः सा च परिपोषमुपेयुषी। व्यभिचार्यादिसामान्याच्छृंगार इति गीयते॥

[૧] ब्रह्मैवरसः। रसो वै सः। आनन्दो ब्रह्मेति व्यजानात्। आनन्दाद्ध्येव खल्विमनिभूतानि जायन्ते । आनन्देन जातानि जीवन्ति। आनन्दं प्रत्यभिसंविशन्ति। रसं ह्येवायं लब्ध्वाऽऽनन्दी भवति। श्रुतेः

[૨] येन माद्यन्ति धीमन्तो मधुनेव मधुव्रताः। દંડી.

રસ એટલે સારતમ વસ્તુ–વસ્તુમાત્રનો પ્રાણ.

રસ એટલે જીવન.

## (૬) કાવ્ય અને અકાવ્ય.

કાવ્યનું જીવન તે રસ.

[૪]રસાત્મક વાક્ય તે કાવ્ય.

કાવ્ય અને અકાવ્ય, એટલે, ચૈતન્ય અને જડ.

ચૈતન્યમાં જીવન સ્ફુરે છે, જડમાં જીવન નથી.

જીવનહીન–ચૈતન્યહીન–પ્રાણહીન–તે અકાવ્ય.

ચૈતન્યના ચમત્કાર વિના રસછોળ ઉડી શકતી નથી–પૂર્ણાનંદ પ્રકટતો નથી.

રસછોળહીન તે અકાવ્ય.

## (૭) કાવ્યનો અર્થ.

[૫] આનન્દ એજ કાવ્યનો અંતિમ હેતુ છે.

---

[૪] वाक्यं रसात्मकं काव्यम्। સા. દર્પણ.

[૫] બુદ્ધિના વ્યાપારથી પરિણામે જ્ઞાન થાય છે અને ચિત્તને થાક લાગે છે, પરંતુ ઊર્મિના વ્યાપારથી પરિણામે આનંદ થાય છે અને ઉલ્લાસથી ઉશ્કેરાયેલી સ્થિતિ કાયમ રહે છે. મનન, ચિન્તન, વિમર્શન, પૃથક્કરણ, એ સર્વ બુદ્ધિવ્યાપારોની છેલ્લી પરમ સ્થિતિ દૃઢ જ્ઞાનની છે; અન્તરાવેગ, ચિત્તક્ષોભ, ભાવપ્રેરણા, એ સર્વ ઊર્મિવ્યાપારોની છેલ્લી પરમસ્થિતિ અખંડ આનન્દની છે. કવિતા આ ઊર્મિવ્યાપારથી ઉત્પન્ન થાય છે અને તેથી તેનો ઉદ્દેશ આ આનન્દપ્રાપ્તિનો હોય છે. (કાવ્યાનંદ: કવિતા અને સાહિત્ય)

જેમાં ક્ષણે ક્ષણે નવીનતા લાગે, ક્ષણે ક્ષણે રસની વૃદ્ધિ થાય, ક્ષણે ક્ષણે અહંનું ભાન ભૂલતા જવાય-તે કાવ્ય.

નવીનતા એ ચમત્કૃતિને પોષે છે, ચમત્કાર રસની વૃદ્ધિ કરે છે, રસ પ્રમત્ત બનાવે છે.

સહૃદયહૃદયને પ્રમત્ત બનાવે તે કાવ્ય.

[૧] કાવ્ય તો તેજ કે જે શબ્દથી આલ્હાદજનક અર્થ સૂઝાતો હોય.

[૨] સહૃદયપુરૂષોને આનન્દ આપે તે કાવ્ય.

## (૮) કલા અને કાવ્ય ધન્યક્ષણોનોજ વિષય.

ધન્યક્ષણોમાંજ અસ્તિત્ત્વમાં આવેલાં સર્જનો દિવ્ય હોઇ અમરપદ પ્રાપ્ત કરે છે. પુરૂષ "પુરૂષવિશેષ"પદમાં ચિરકાલ નથી રહેતો. કોઇ ધન્યક્ષણે પરમતાની કક્ષામાં વિહરનારો પુરૂષ બીજીજ ક્ષણે પોતાની સ્વાભાવિક કક્ષામાં પ્રવેશ કરે છે.

આથીજ કલા અને કવિતા કોઇ ધન્યક્ષણોનાજ વિષય છે. યોગીની ધન્યક્ષણો તે સમાધિ: કવિ કે કલાકારની ધન્યક્ષણો તે ભાવસમાધિ.

જ્ઞાનયોગી કે રસયોગીની ધન્યક્ષણો એટલે "તદાકારવૃત્તિ."

## (૯) કલા અને કવિતા.

સર્જનનું સ્થૂલરૂપ તે કલા, સૂક્ષ્મરૂપ તે કાવ્ય.

[૩] કવિતા એ કલાના વિકાસની પરિસીમા છે. કલા

---

"કવિ પોતાની કલાના જાદુથી દુ:ખમાંથી આનંદનો અર્ક કાઢે છે."—કોલરિજ.

[૧] रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यम्–જગન્નાથ. [૨] "सहृदयहृदयाल्हादकं काव्यम् । [૩] कलासीमा काव्यम्–સુભાષિત.

ઇંદ્રિયગમ્ય પ્રતીકો આલેખે છે, કાવ્ય અતીંદ્રિય પ્રદેશોમાં પણ ઉડ્ડયન કરી શકે છે. વસ્તુતઃ[૪] કવિતા પણ એક અંશે કલાજ છે.

પુરૂષવિશેષ પોતાનાં સર્જનોદ્વારા કોઇ સમર્થ કલા-વિધાયક સ્વરૂપે વિરાજે છે કે મહાકવિરૂપે પ્રકાશે છે.

## (૧૦) વિશ્વકર્મા, બ્રહ્મા અને સરસ્વતી.

કાવ્યનો આત્મા રસ છેઃ કોઇ કહે ધ્વનિ છે.

કલાનો આત્મા ભાવ છેઃ કોઇ કહે રૂપરેખા છે.

કાવ્ય તેમજ કલા મનોગમ્ય કે ઇંદ્રિયગમ્ય વિભાવનાનાં પ્રતીક છે.

કલા એ **અનંતનું** વ્યક્ત સ્વરૂપ છે, કાવ્ય અવ્યક્તરૂપે વિરાજે છે.

વિશ્વકર્મા એ કલાના આચાર્ય છે, **બ્રહ્મા** એ કાવ્યના આદિવિધાતા છે.

સંગીતનાં અધિષ્ઠાત્રી વીણાપ્રિયદેવી **સરસ્વતી** બ્રહ્માનાં પુત્રી છે.

**મંત્રદૃષ્ટા—રહસ્યદૃષ્ટાને મન વિશ્વકર્મા અને વિધાતા—સ્રષ્ટામાં ભિન્નતા નથી.**

---

[૪] With regard to the relations of Poetry to Painting and Sculpture, however it seems necessary to glance for a moment at the saying of Simonedes as recorded by Plutarch, that Poetry is a speaking Picture and Painting is mute Poetry. T. W.

## (૧૧) પ્રથમ પ્રાણ કે પ્રથમ દેહ?

કાવ્યદેહ અને કલાદેહ બન્નેયની રચનામાં એક મહત્વનો ફરક છે.

રસની પાછળ કાવ્યદેહની જમાવટ થાય છે—રસની વૃત્તિ પ્રમાણે રસદેહ વિરચાય છે. પછી રસદેહ ગદ્ય હોય કે પદ્ય હોય.

રસની જમાવટ છંદો દેહમાંજ થાય એ તો માત્ર ભ્રમણા છે

રસની સ્વયંસ્ફુરણાથી જેવો દેહ બંધાય તેજ શિષ્ટ કાવ્ય-દેહ, તેજ શાસ્ત્રીય કાવ્યરીતિ.

કલાને પ્રથમ દેહ રચવો પડે છે, રેખાચિત્રના ચોકઠામાં ભાવ પછી ભરવા પડે છે

કાવ્યમાં રસભાવની પ્રથમ સ્થિતિ હોય છે, દેહરચના રસભાવની ઊર્મિ ઉપર અવલંબે છે. રસદેહ રસપ્રવાહનાં આંદોલનોને આભારી છે.

પ્રથમ પ્રાણ કે પ્રથમ દેહ ?

કલાને અંગે પ્રથમ દેહરચના અને પછી પ્રાણપ્રેરણા. કાવ્યને અંગે પ્રથમ રસપ્રાણ અને પછીજ રસદેહ. રસદેહ-કાવ્યદેહ રસપ્રાણના પ્રતીકરૂપેજ બંધાય.

## (૧૨) રસદેહ.

ગદ્ય, પદ્ય અને મિશ્ર એ ત્રણ રસદેહ કે કાવ્યદેહ.

એ ત્રણેય રીતિમાંથી ઇષ્ટરીતિમાં રસપ્રાણ સ્ફુરે. રસ-વૃત્તિની અનુકૂળતા પ્રમાણે ત્રણેયમાંથી ગમે તે પ્રકારનો રસ-દેહ બંધાય.

રસહીન કાવ્યદેહ એટલે પંખી વિનાનું પઞ્જર, પ્રાણ વિનાનું ખોળીયું. રસરૂપી ચુંબકની આસપાસ અનુકૂળ રીતિનાં પરમાણુઓ આકર્ષાઇ ઇષ્ટદેહ સૃજે. પછી દેહસૃજન ગદ્ય, પદ્ય કે મિશ્રમાંય પરિણામે. આ સૃજન તે કવિના હાથની વસ્તુ નથી. રસવૃત્તિની સ્વયંભૂ ઊર્મિઓ ઉપરજ રસદેહનું બંધારણ અવલંબે છે.

માટેજ "રસાત્મક વાકય તે કાવ્ય" એ પ્રમાણ સાર્થક છે.

## (૧૩) કાવ્યગુણ.

[૧] કાવ્યપ્રકાશકાર મમ્મટ, સાહિત્યદર્પણકાર વિશ્વનાથ, રસગંગાધરકાર જગન્નાથ અને કાવ્યાદર્શકાર દંડી વગેરે સંસ્કૃત સાહિત્યાચાર્યો કાવ્યના મૂખ્ય ત્રણ ગુણ દર્શાવે છે. વામનના મતે દશ ગુણો છે. સરસ્વતિકંઠાભરણના કર્તા ચોવીશ ગુણ વર્ણવે છે. છતાં, માધુર્ય, ઓજસ્ અને પ્રસાદ એમ કાવ્યના ત્રણ મૂખ્ય ગુણો છે.

### ૧૩ અ "માધુર્ય."

[૨] વિશ્વનાથના મતે "ચિત્તને દ્રવીભૂત કરે તેવો આનંદ માધુર્ય કહેવાય છે." મધુઘેલા ભમરાની માફક બુદ્ધિમાનો પણ જેથી ઘેલા બને તે માધુર્ય" એમ કવિવર દંડીનું મંતવ્ય છે. [૩]મમ્મટનો અભિપ્રાય વિશ્વનાથને મળતો છે. ભામહના મતે 'સરલ અને સાંભળવા યોગ્ય તે મધુર છે."

---

१ माधुर्योजःप्रसादाख्यास्त्रयोगुणा न पुनर्दश । का—प्र० । गुणामाधुर्यमोजोऽथ प्रसाद इति ते त्रिधा । सा— द० ।

२ चित्तद्रवीभावमयो ल्हादो माधुर्यमुच्यते । सा—द० ।

३ मधुरं रसवद् वाचि वस्तुन्यपि रसास्थितिः । येन माद्यन्ति

એમાં શ્રવ્યત્વને માધુર્યનું લક્ષણ માનેલું છે. સામાન્ય રીતે મમ્મટ, વિશ્વનાથ અને દંડીની વ્યાખ્યા સ્વીકારાય છે. ભામહનું લક્ષણ દોષયુક્ત હોવાથી સ્વીકૃત નથી.[૪]

કાવ્યપ્રકાશની બાલબોધિની ટીકાકાર ભટ્ટ વામન કહે છે કે ભામહ માધુર્યના લક્ષણમાં श्रव्यं नातिसमस्तार्थशब्दं એમ કહે છે અને લક્ષણસૂત્રમાંજ અતિસમાસ વાપરી માધૂર્યને દૂષિત કરે છે! વામનાચાર્યે ભામહની આ રીતે મશ્કરી કરી છે.

[૧]કાવ્યપ્રકાશકાર મમ્મટ માધુર્યને હૃદયદ્રાવક માને છે. માધુર્યનું લક્ષણ બાંધતાં તે કહે છે કે, "જે આલ્હાદ ઉપજાવે અને શૃંગાર, કરુણ, વિપ્રલંભ તથા શાન્તરસમા અનુક્રમે વધારેને વધારે હૃદયદ્રાવક બને તે માધુર્ય" કહેવાય.

૨ "ઓજસ્."

[૨]ઓજસ્ એ કાવ્યનો બીજો ગુણ છે.

સૂર્યના સંયોગથી જેમ સૂર્યકાન્તમાં જ્વલનશક્તિ આવે છે, તેમ ઓજસ્ ગુણથી કાવ્યમાં સહૃદયહૃદયને પ્રજ્વલિત કરવાનું સામર્થ્ય આવે છે. સહૃદયહૃદયમાં જ્વાલા પ્રકટાવવાનું આ સામર્થ્ય તે "ઓજસ્."

---

धीमन्तो मधुनेव मधुव्रताः ॥ काव्यादर्शे ॥ [४] श्रव्यं नातिसमस्तार्थशब्दं मधुरमिष्यते—इति यत् भामहलक्षणं तदुपेक्षितम्—इति सारबोधिन्यामुक्तम् । श्रव्यं नातिसमस्तार्थशब्दं मधुर मिष्यते—इति शब्दवृत्ति माधुर्यं दूषयति—इति बालबोधिन्यामुक्तम् ।

[१] आल्हादकं माधुर्यं शृंगारे द्रुतिकारणं । करुणे विप्रलम्भे तच्छान्ते चातिशयान्वितम् । का–प्र०  [२] दीप्तिस्वरूपा या मनसो विस्तृति र्ज्वलितमिव । तथा च गद्भाज्ज्वलितमिव मनो जायते तदोज इत्यर्थः—इति प्रदीपः ।

ઓજસ્ ગુણના પ્રતાપે માનવહૃદયમાં ઉષ્મા અને આવેશ ઉભરાય છે, ભાવો ભભૂકી ઉઠે છે-ચિત્ત ચેતી ઉઠે છે. ઓજોમય કાવ્ય સાંભળતાંજ જીવ તલપાપડ થાય છે, પ્રતિપળ બળવત્તર થતા ભાવોની ઊર્મિઓ ઉભરાય છે-હૃદયમાં કોઈ ઉત્કટ ભાવના સંજ્વલનથી એકાએક જ્વાળા પ્રકટે છે કોઇ ઓજસ્વી વીરરસપૂર્ણ કાવ્ય સાંભળતાંજ મ્યાનમાંથી તલવાર ખેંચી રસમત્ત બનેલો યોદ્ધો એકાએક ખડો થઇ જાય છે. કવિ ચંદ સમા કોઇ ચારણની બિરદાવલી સાંભળતાં સેંકડો "રજપૂતો રણઘેલા" બનતા-સેંકડો વીરો "કેસરીઆં" કરતા, સેંકડો વીરાંગનાઓ સતીઓ થતી. રો...મે...રો...મ સ્વદેશપ્રેમની જ્વાળાઓ સળગાવી મૂકતી, નખથી......તે શિખા સુધી વીરરસ ભભૂકાવતી—રાજકવિઓની ઓજસ્વિની કાવ્યછટાથી ભારતીય સાહિત્ય ક્યાં અજાણ્યું છે ? દીપ્તત્વ જ્વલન-ઉત્કટ ભાવોનો ભભૂકો-એ ઓજસ્ ગુણનો હેતુ છે.

મમ્મટ કહે છે કે, "દીપ્તિ-ઉત્કટ ભાવોનો હૈયામાં ભભૂકો જે વડે પ્રકટે તે ઓજસગુણ. વીરરસ, બીભત્સરસ અને રૌદ્રરસમાં તે અનુક્રમે અધિકતાથી રહે છે." [3] સાહિત્યદર્પણકાર વિશ્વનાથ પણ મમ્મટના મતનેજ અનુસરે છે. [4]

કવિ દંડીના કથન પ્રમાણે ઓજસ્વી ગદ્ય અને પદ્ય માટે બહુ સમાસવાળી ભાષા વાપરવી જોઇએ. " બહુ સમાસવાળું

---

[3] दीप्त्यात्मविस्तृतेर्हेतुरोजो वीररसस्थितिः । बीभत्सरौद्ररसयोस्तस्याधिक्यं क्रमेण च ॥ का प्र० ॥

[4] ओजश्चित्तस्य विस्ताररूपं दीप्तत्वमुच्यते । वीरबीभत्सरौद्रेषु क्रमेणाधिक्यमस्यतु ॥ सा–द०

તે ઓજસ્વી કહેવાય. ઓજસ્ એ ગદ્યનું જીવન છે. "[૫]

કવિ દંડીનો આ મત બહુસમાસશીલ ગીર્વાણ વાણીને અનુકૂળ હશે. ગુર્જરીગિરામાં બહુ સમાસને અવકાશ નથી. છતાં ગુજરાતી વાઙ્મયમાં પ્રાણમય–સત્વશાળી ગદ્ય કે પદ્ય ક્યાં નથી લખાતાં ?

દીપ્તિને માટે, ઓજસ્વિતા કાજે, ધારામય–ધોધમય–વેગવતી–પ્રાણભરી શૈલી ક્યાં નથી ગ્રહણ થતી ? અવિચ્છિન્ન વાગ્ધારાથી–અસ્ખલિત ભાષાપ્રવાહથી–સહૃદયહૃદયોમાં જ્વલન ક્યાં નથી પ્રકટતું ? ભાષાની પ્રકૃતિ પ્રમાણે તેને રમાડી જાણતા ગુર્જર–વાઙ્મયદ્વારાએ સમાસોના બહુ ઉપયોગ સિવાય સહૃદયહૃદયમાં ભાવોનો ઉત્કટ ભભૂકો ક્યાં નથી જામતો ?

જ્યાં જ્યાં ભાષામાં નિર્બળતા–શૈથિલ્ય છે, ત્યાં ત્યાં ઓજસ્ નથી. [૧] જ્યાં જ્યાં ઓજસ્ છે, ત્યાં ત્યાં ઊષ્માભરી ભભૂકતી–પ્રાણમયી શૈલી છે

૩જું "પ્રસાદ" પ્રસાદ, એ કાવ્યનો ત્રીજો ગુણ છે.

[૨] પદોના અર્થવૈમલ્યને રસગંગાધરકાર પ્રસાદ કહે છે.

રસગંગાધરકાર જગન્નાથ કહે છે કે, " સાંભળતાંજ વાક્યનો અર્થ હથેળીમાંના બોરની માફક સ્પષ્ટ સમજાઇ જાય તેનું નામ પ્રસાદ. " [૩]

---

[૫] ओजः समासभूयस्त्वमेतद्गद्यस्य जीवितम् । पद्येऽप्यदक्षिणात्यानामिदमेकं परायणम ॥ काव्यादर्शे ॥

[૧] दीप्तिरूपा (ज्वलद्रूपा ) चित्तस्य विस्तृत्तिरोजः ॥ કાવ્યપ્રકાશની ટીકા. [૨] यावदर्थकपदत्वरूपमर्थवैमल्यं प्रसादः । રસગંગાધર [૩] श्रुतमात्रा वाक्यार्थं करतलबदरमिव निवेदयंति घटना

સાહિત્યદર્પણકાર વિશ્વનાથના મતે "સુકાં લાકડામાં જેમ અગ્નિ પ્રસરી રહે છે તેમ સર્વ રસો અને સર્વ રચનાઓ દ્વારા ચિત્તમાં પ્રસરી રહે તે પ્રસાદ ગુણ કહેવાય."[૪] મમ્મટ પણ કહે છે કે, "સર્વ રસો અને રચનાઓમાં શબ્દ સાંભળતાંજ અર્થની પ્રતીતિ થાય તેવા ગુણને પ્રસાદ કહેવાય."[૫] કવિવર દંડી પણ સર્વની માફક "પ્રસિદ્ધાર્થકત્વને" પ્રસાદ માને છે. દંડીના મતે "પ્રસિદ્ધાર્થવાળું—એકદમ સમજાય તેવું-વચન તે પ્રસાદવાળું-પ્રાસાદિક-કહેવાય."[૬]

## (૧૪) કાવ્યનો અંતિમ હેતુ.

કાવ્યનો અંતિમ હેતુ આનંદદ્વારા સુખપ્રાપ્તિ કરાવવાનો છે. કેશવમિશ્રના મતે કાવ્ય એ વિશિષ્ટ સુખનું સાધન છે.[૭]

[૮] "જે કાવ્યના મંથનથી સમુદ્રમંથનની જેમ રસરૂપી અમૃતની લહરિઓ ન ઉભરાતી હોય તે કાવ્યથી શું ?" [૯] "તે કવિના કાવ્યથી કે તે ધનુર્ધારીના બાણથી શું કે જે સ્હામાના

---

प्रसादस्य । २—गं० [४] चित्तं व्याप्नोति यः क्षिप्रं शुष्केन्धनमिवानलः । स प्रसादः समस्तेषु रसेषु रचनासु च । सा—द०

[५] श्रुतिमात्रेण शब्दात्तु येनार्थप्रत्ययोभवेत् । साधारणः समग्राणां स प्रसादो गुणो मतः का—प्र० ॥

[६] प्रसादवत् प्रसिद्धार्थ...प्रतीतिसुभगंवचः ॥ કાવ્યાદર્શ.

[૭] रसालंकारयुक्तं सुखविशेषसाधनं वा काव्यम्—કેશવમિશ્ર

[૮] किंतेन किल काव्येन मृद्यमानस्य यस्य ताः। उदधेरिवनायान्ति रसामृतपरंपराः । જયમાધવ.

[૯] किंकवेस्तस्य काव्येन किं काण्डेन धनुष्मतः । परस्यहृदये लग्नं न घूर्णयति यच्छिरः ॥

હૃદયમાં સોંસરૂં પેસી માથાને ન ધુણાવે?"

અર્થાત્ સહૃદયહૃદયોને આનંદ ઉપજાવે-સુખ પમાડે તેજ કાવ્ય.

## (૧૫) કૃત્રિમ અને નૈસર્ગિક.

ધસમસતી–વેગવતી સરિતાઓ, માનવોએ તૈયાર કરેલા માર્ગમાં નથી વહેતી. એમના વહનમાર્ગ તો જુદાજ હોય છે–હંમેશ સ્વયંનિર્મિત હોય છે. સરિતા જ્યાંથી વહે ત્યાંજ તેનું પાત્ર તૈયાર થાય. રસસરિતા પણ જે રીતિએ વહે તેજ રીતિથી રસદેહ પ્રકટી નીકળે.

જે માર્ગે કાવ્યનિર્ઝરી વહે તેજ માર્ગ તેનું પાત્ર–તેજ તેનો કાવ્યદેહ. સ્વયંનિર્મિત માર્ગે વહેવામાંજ કાવ્ય-નિર્ઝરીનું પ્રાકૃતિક સૌન્દર્ય ખીલી ઉઠે. બાકી માનવોએ તૈયાર કરેલી નહેરોનાં નિસ્તેજ વહેણ કોણે નથી નિહાળ્યાં ?

નહેરો અને નદીઓમાંથી અધિક સુન્દર કોણ? કૃત્રિમ નહેરો કે નૈસર્ગિક સરિતાઓ?

નિસર્ગભિન્ન તે નકલ, નૈસર્ગિક તે અસલ. અસલ નકલના ભેદ તો રસદૃષ્ટિ સ્હેજે સમજે. રસસ્રષ્ટા કવિ વિના કાવ્યના નિયામકો કોણ ?

## (૧૬) કાવ્ય ગદ્યમાં કે પદ્યમાં?

શાન્તસરિતા અને લ્હેરો લેતી સરિતાનાં સૌન્દર્ય નિહાળ્યાં છે? શાન્ત સરિતામાં ગાંભીર્ય હશે, ઉંડાણ હશે, નિર્મળતા હશે પણ રસછોળ નહિં હોય!

રસાત્મક ગદ્ય લ્હેરો લેતી સરિતાની માફક રસછોળમાં રેલે છે. શાન્તસરિતા સમાન સાદું ગદ્ય મનોહર છતાં રસછોળમય નથી.

જ્યાં રસલહરિનો અભાવ ત્યાં કાવ્યત્વનો અભાવ.

રસાત્મક ગદ્ય કાવ્યજ છે.

## (૧૭) દોલન અને રસોર્મિ.

ભાવોર્મિ એટલે રસછોળ–રસલહરિ. સ્ફુરણા એટલે સ્પંદન. સ્ફુરણા એ ભાવોર્મિની જનેતા છે.

ભાવોર્મિનું સાતત્ય—ઊર્મિના આંતરભાવનું સ્થાયીપણું—તે રસ.

સ્થાયીભાવનું રેલાવું તે રસોર્મિ. રસોર્મિમાં ગતિ ધ્વનિત છે. તેમાં કોઇ અનિર્વચનીય દોલન હોય છે, કોઇ અદ્દશ્ય સંચલન હોય છે, કોઇ લલિત સરણિ હોય છે.

એ દોલન, એ સંચલન, એ સરણિના અવ્યક્ત સ્વરૂપને જાળવીનેજ જો રસકાવ્યને વાંચવામાં આવે તોજ તેની ખરી ખૂબી ખીલી ઉઠે છે. ( જુઓ **જ્વાળા** મુક્તક ૧૨ મું. ) રસકાવ્યમાં રેલાતી ઊર્મિઓમાં ભાવને અનુસરી દોલનની ગતિ બદલાયાં કરે છે.

## (૧૮) ગદ્યકાવ્ય : રસકાવ્ય.

ગદ્યકાવ્યની શૈલી નિર્બન્ધ નથી–સ્વચ્છંદ નથી. દૂધમાં જેમ ઘૃત છે તેમ રસકાવ્યમાં દોલન રહે છે. રસ અને દોલનને છૂટાં ન પાડી શકાય.

ભાવ એટલે ઊર્મિઓનું રહસ્ય—ઊર્મિઓમાં રહેલો અપ્રકટ મનોરથ ભાવનું જેટલે અંશે ઉદ્દીપન તેટલે અંશે ઊર્મિઓની ગતિ અને દોલનની પ્રકટ સ્થિતિ.

## (૧૯ ) વૈદિકછંદો અને ગદ્યકાવ્યો.

વૈદિકછંદો લૌકિક છંદપદ્ધતિથી નથી ગવાતા. તેમની

ગેયતા સ્વરનાં આંદોલન ઉપર અવલંબે છે. ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિતઃ એ ત્રણ સ્વરની આરોહ, અવરોહ અને સમ-સ્થિતિનું નિયમન કરી સ્વરભાર દોલનને નિયમિત બનાવે છે. આંદોલનના નિયમન માટે સ્વરભાર વેદોમાં જરૂરી માન્યો છે.

ગદ્યકાવ્યોમાં પણ દોલનનું નિયમન સ્વરભારપર અવ-લંબે છે. વેદોમાંએ ગદ્યકાવ્યો ક્યાં નથી?

## (૨૦) ગેયતા કે દોલન? સંગીતશાસ્ત્ર અને કાવ્યશાસ્ત્ર.

સંગીતશાસ્ત્ર સાથે કાવ્યશાસ્ત્ર સરખાવો. કાવ્યશાસ્ત્ર રસપ્રધાન છે, સંગીતશાસ્ત્ર ગેયતાપ્રધાન છે. કાવ્યશાસ્ત્રમાં રસદેહ, ગદ્ય, પદ્ય કે ચંપૂથી બંધાય; સંગીતશાસ્ત્રમાં ગદ્ય કે ચંપૂનું ચલણ નથી. સંગીતની પ્રાકટ્યભૂમિ પદ્યજ છે.

ગેયતા એ પદ્યનો પ્રાણ છે, સંગીતનો આત્મા છે. સંગીતમાં ગેયતા રસની જમાવટ કરે છે અને નથી પણ કરતી. જ્યાં જ્યાં ગેયતા છે ત્યાં ત્યાં રસ હોવોજ જોઇએ એમ નથી. જ્યાં જ્યાં રસ છે ત્યાં ત્યાં ગેયતા હોયજ એમ પણ નથી.

–પરંતુ, દોલનનું અસ્તિત્વ બન્નેયમાં છે.

## (૨૧) કાવ્ય લક્ષણ.

જેઓ ગેયતાનેજ કાવ્યલક્ષણ માને છે તેમનું મંતવ્ય ભૂલભરેલું છે. જેઓ છંદોદેહનેજ કાવ્ય માને છે તેમની માન્યતા સયુક્તિક નથી. જેમને સંગીત એજ કાવ્ય માનવાની ભ્રમણા લાગી છે, તેમને માટે ઉપાય નથી.

પદ્યનેજ કાવ્યની પ્રાકટ્યભૂમિ માનનારાઓને પ્રાચીન સાહિત્યાચાર્યો ક્યાંયે પુષ્ટિ નથી આપતા.

[1] "ગુણ અને અલંકાર યુક્ત શબ્દાર્થ તે કાવ્ય," એમ સાહિત્યાચાર્ય **વામન** વદે છે. [2] "ગુણ અલંકાર અને રસવાળું નિર્દોષ વાક્ય તે કાવ્ય," એમ **ભોજરાજ** માને છે [3] "ગુણ અલંકાર, રીતિ અને રસથી વિભૂષિત સરસ શબ્દોનો સમૂહ તે કાવ્ય," એમ **વાભટ**નું મંતવ્ય છે. [4] "ગુણ અને અલંકાર રૂપી લક્ષણવાળું, રીતિ અને વૃત્તિથી વિભૂષિત નિર્દોષ વાક્ય તે કાવ્ય," એમ **પીયૂષવર્ષ** વદે છે. [5] "રસ વગેરેથી વિભૂષિત વાક્ય તે કાવ્ય," એમ **શૌદ્ધોદનિ** માને છે. [6] "ઇષ્ટ અર્થથી યોજાએલો પદનો સમૂહ તે કાવ્ય," એમ કવિવર **દંડી** કહે છે. [7] "રમણીય અર્થનો પ્રતિપાદક શબ્દ તે કાવ્ય," એમ રસગંગાધરકાર **જગન્નાથ** ઉચ્ચરે છે. [8] "ધ્વનિમય તે કાવ્ય," એમ **મહિમભટ્ટ** માને છે. [9] "રસ અને અલંકારથી યુકત અથવા વિશિષ્ટ સુખનું સાધન તે કાવ્ય," એમ **કેશવમિશ્ર** કથે છે. [10] "નિર્દોષ ગુણ અને અલંકારથી યુક્ત શબ્દ તથા અર્થ તે કાવ્ય," એમ કાવ્ય

---

[1] गुणालंकारयुक्तौ शब्दार्थौ काव्यम् ।–વામન. [2] निर्दोषगुणालंकाररसवत् वाक्यं काव्यम् । –ભોજરાજ. [3] गुणालंकाररीतिरसोपेतः साधुशब्दार्थसंदर्भः काव्यम् ।–वाभट. [4] निर्दोषगुणालंकारलक्षणरीतिवृत्तिमत् वाक्यं काव्यम् । पीयूषवर्ष.
[5] रसादिमद्वाक्यं काव्यम् । શૌદ્ધોદનિ. [6] इष्टार्थव्यवच्छिन्ना पदावली काव्यम् ।–દંડી [7] रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यम् ।–જગન્નાથ પંડિત [8] ध्वन्यात्मकं वाक्यं काव्यम्–મહિમભટ્ટ [9] रसालंकारयुक्तं सुखविशेषसाधनं वा काव्यम् કેશવમિશ્ર. [10] अदोषौ गुणालंकारयुक्तौ शब्दार्थौ काव्यम्। મમ્મટ

પ્રકાશકાર મમ્મટ માને છે.[૧૧] "રસાત્મક વાક્ય તે કાવ્ય," એમ સાહિત્યદર્પણકાર વિશ્વનાથ વદે છે.[૧૨] "નિર્દોષ ગુણ અને અલંકારથી સહિત શબ્દ અને અર્થ તે કાવ્ય," એમ સુધાસાગરના કર્તા ભીમસેનનું મંતવ્ય છે. છતાં ગેયતા, છંદોબદ્ધતા કે પદ્યલક્ષણતા કાવ્યના લક્ષણરૂપે ક્યાંયે નથી વર્ણવી.

પદ્ય એ કાવ્યનો ભેદ માત્ર છે, લક્ષણ નથી.

## (૨૨) પાશ્ચાત્ય સાહિત્યના આદિવિધાતા ગ્રીક-સાહિત્યકોનું કાવ્યલક્ષણ.

[૧] ગ્રીક વિદ્વાન હિરોડોટસના મતે [૧]"રીતિ" એજ કાવ્યલક્ષણ છે. [૨] એરિસ્ટોટલના મતે "રીતિ" ગૌણ છે, "સર્જન" પ્રધાન છે. એરિસ્ટોટલ કાવ્યને "પ્રકૃતિની પ્રતિમા" વદે છે; પ્લેટો, માનવસ્વપ્નસૃષ્ટિનું શબ્દચિત્ર તે કાવ્ય એમ કિર્તીધે છે.

[૩] એરિસ્ટોટલ અને પ્લેટો બન્નેયના મતે કાવ્ય એટલે

---

૧૧ वाक्यं रसात्मकं काव्यम् ॥ વિશ્વનાથ ૧૨ अदोषौ सगुणौ सालंकारौ शब्दार्थौ काव्यम् ॥ ભીમસેન

૧.... that Poetry is fundamentally a matter of style.–Herodotus quoted by T. W. ૨.... Aristotle considered Poetry to be an imitation of the facts of nature, Plato considered it to be an imitation of the dreams of man. Aristotle ignored and plato slighted, the importance of versification. —Poetry. T. W. Ency. Brit. Vol. Ix. ૩ Aristotle seems to have assumed that

પ્રતિભામય સર્જન. બન્નેય, કાવ્ય પદ્યમાંજ હોય એમ નથી માનતા.

## (૨૩) આંગ્લકવિઓનું કાવ્યલક્ષણ.

[૪] "કાવ્ય એટલે સર્જન અને કવિ એટલે સર્જક," એમ ડ્રાયડનનું મંતવ્ય છે. ડેલાસના મતે "કલ્પનાશીલ આનંદ તે કાવ્ય છે "કલ્પનાશીલ સૃજન તે કાવ્ય," એમ બેકન માને છે. ડેવીડ મેસન અને કોલરિજનો અભિપ્રાય બેકનને અનુસરે છે. "કલ્પનાશીલ મનોરાગ તે કાવ્ય એમ લી હન્ટ કહે છે. [૫] વર્ડ્ઝવર્થના મતે "કવિતા તે મનુષ્ય અને કુદરતનું અનુકરણ છે." ગદ્યમાં કે પદ્યમાં કાંઇ નવું સૃજે તે કવિ," એમ લોર્ડ લીટન કહે છે. [૬] "નિર્મળ, ચમત્કૃતિમય અને આવેશપૂર્ણ તે કાવ્ય," એમ મહાકવિ મિલ્ટનનું મંતવ્ય છે. [૭] "શુદ્ધકાવ્ય એટલે આવેશમય દોલન શૈલીમાં કલામય રીતે વ્યકત કરેલા માનવોના મનોભાવ," એમ થિયોડોર વોટસ વદે છે. શેલીનામતે "કવિતા તે શ્રેષ્ઠ અને ધન્યમનોનો

---

the indispensable basis of Poetry is invention. T. W. ૪ A poet is a maker, as the name signifies; he who cannot make, that is invent, has his name for nothing–Dryden. ૫ Poetry is the image of man and Nature—" What is a poet ? " by Wordsworth. ૬ " Simple, Sensuous, Passionate " –Poetry defined by Milton, as quoted by Leigh Hunt. ૭ Absolute Poetry is the concrete and artistic expression of the

શ્રેષ્ઠ અને ધન્ય ક્ષણોના સંસ્કાર છે." કલામયસૃજન તે કાવ્ય,' એમ **જર્મન** મહાકવિ **ગેટી** વદે છે. છંદોદેહમાં હોય તે કાવ્ય એમ સર્વ સાહિત્યકો નથી માનતા.

**(૨૪) પાશ્ચાત્ય સાહિત્યકોનું મંતવ્ય.**

પાશ્ચાત્ય સાહિત્યકોની લઘુમતી છંદોદેહનેજ પ્રધાન માને છે, બહુમતી સૃજનનેજ અગ્રપદ આપે છે.

તત્ત્વવેત્તા **હેગલ** છંદોદેહ એજ કાવ્યનો આત્મા એમ કહે છે. નવલકથાકાર **લોર્ડ લીટન** ગદ્યમાં કે પદ્યમાં કાંઇક નવું કલ્પાય વા સૃજાય તેજ કાવ્ય એમ માને છે.

ઘણાયે ઉચ્ચકક્ષાના આંગ્લવિવેચકો **એરિસ્ટોટલના** મતનેજ પુષ્ટિ આપે છે અને માને છે કે કાવ્યને અંગે છંદોદેહ એ તો માત્ર અકસ્માત્ છે. ક્વાર્ટરલી રીવ્યુ જેવા પત્રે તો સ્કોટનાં "વેવરલી નોવેલ્સને" કાવ્ય કહ્યાં છે.

**ભારતવર્ષે** પણ **બાણભટ્ટની** કાદંબરીને તથા દંડીના દશ કુમારચરિત્રને ક્યારનાંએ કાવ્ય તરિકે સ્વીકાર્યાં છે.

૧ આઇસલેંડના "વોલ્સુંગા સાગા" નામના વીરરસપ્રધાન

---

human mind in emotional and rythmical language. T. W. ૮... metre is the first and only condition absolutely demanded dy Poetry, yea even more neccessary than a figurative Picturesque diction—Hegel.

૧ (Volsunga Saga) Though not written in metre it may usefully be compared

મહાકાવ્યને, એનસાઇક્લોપિડિયા બ્રિટેનિકામાં " કવિતા " ઉપર વિદ્વત્તાપૂર્ણ નિબંધ લખનાર અને છંદોદેહનો ચૂસ્ત પૂજક થિયોડોર વોટસ, "કાવ્ય" કહેતાં જરાએ અચકાતો નથી "વોલ્સુંગા સાગા" દોલનમય ગદ્યમાંજ લખાયું છે. આ રીતે થિયોડોર વોટસ "વોલ્સુંગા સાગા"ની ગદ્યરચનાને પણ "કાવ્ય" કહી એરિસ્ટોટલની કાવ્યવ્યાખ્યાની સ્હામે થતાં ક્ષણભર સ્થંભી જાય છે !

૧ થોમસ કાર્લાઇલ માને છે કે, હૃદયના ઉંડાણમાંથી

---

with the epics of greece and of India and Persia. Free in movement as the wind, which " bloweth where it listeth, " it listeth to move by law. Its action is that of free will, but free will at play within a ring of necessity. × × × It is when we come to consider such imaginative work as this that we are compelled to pause before challenging the Aristotelian Doctrine that metrical structure is but an accidental qnality of an epic. (Essay on Poetry by T. W. Eucy. Brit. vol. ix.)

૧ Observe too how all Passionate langnage, does of itself be come musical. ...All deep things are Song....Poetry, therefore we will call "musical thought." The Poet is he who thinks in that manner.... See deep enough and you see musically; the heart of Nature being everywhere music, ...The Hero as Poet—Thomas Carlyle.

નીકળતી સર્વ ચીજો સંગીત છે—પછી તે ગદ્ય હોય કે પદ્ય હોય ! જ્યાં જ્યાં ધગશ છે—આવેશ છે—જુસ્સો છે—ત્યાં ત્યાં સંગીત ઝમકે છે. પ્રકૃતિના ઉંડાણમાં ઉતરી સંગીત સાંભળવાનો યત્ન કર્યો છે? કુદરતનાં ઉંડાણમાંથી મનોહર સંગીતજ ઉભરાય છે અને આત્માના ઉંડાણમાંથી પ્રકટતી સર્વ વસ્તુઓ સંગીતમયજ હોય છે.

આથીજ કાર્લાઇલ કવિતાનું લક્ષણ બાંધતાં કથે છે કે "સંગીતમય વિચાર તે કાવ્ય" કવિની વિચારસરણિ સંગીતમય વિચારશૈલીમાંજ રેલાય છે; કાર્લાઇલના મતે "સંગીત" એટલે ગદ્યમાં કે પદ્યમાં ગેલાતું દોલન નહિં કે માત્ર પદ્ય-કેવળ છંદ !

## (૨૫) ઉપસંહાર.

સંસ્કૃત સાહિત્યકોએ રસનેજ કાવ્યનો આત્મા માન્યો છે, ગ્રીક અને આંગ્લ સાહિત્યકોએ ભાવોર્મિ અને સર્જનનેજ પ્રધાન માન્યાં છે. એરિસ્ટોટલ તો સર્જનનોજ પૂજક છે—છંદોદેહ તેને મતે ગૌણ છે.

પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય મતોમાંથી એકજ સામાન્ય નિષ્કર્ષ નીકળે છે કે કાવ્યનો આત્મા એક મતે રસ છે, બીજે મતે કલ્પનામય સર્જન છે. છતાં છંદોદેહ—પદ્યદેહ બન્નેયને મતે ગૌણ છે. છેવટે અગ્નિપુરાણ સાથે સહમત થતાં પૌરાણિક શબ્દોમાંજ કહીશું તો:—

> [1]અપારે કાવ્ય સંસારે, કવિ એજ પ્રજાપતિ,
> તેને જેમ ગમે તેમ, વિશ્વ આ ફરતું નક્કી!



---

[1]अपारे काव्यसंसारे कविरेव प्रजापतिः ।
यथास्मै रोचते विश्वं तथेदं परिवर्तते ॥
અગ્નિપુરાણ—અધ્યાય ૩૩૮ મો

# સુફીવાદ: પ્રેમભક્તિવાદ.

**He that loveth not, Knoweth not God, For God is Love. St. John III, 8.**

**सईश्वरोऽनिर्वचनीयप्रेमस्वरुपः** ना. भ सूत्र

**" પરમપ્રેમ પરબ્રહ્મ "**—કવિ ન્હાનાલાલ.

ये यथामां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम्।

જે માણસો જેવી રીતે મને ભજે છે, તેવી રીતે હું તેઓનો અનુગ્રહ કરૂં છું. ભ. ગી. ૪-૧૧,

પ્રેમ પંથ પાવકની જ્વાળા ભાળી પાછા ભાગે જોને;<br>
માંહી પડયા તે મહાસુખ માણે દેખનહારા દાઝે જોને.<br>
( પ્રીતમદાસ )

ઘાયેલનાં દુઃખનેરે, કાયર તે શું પ્રીછે,<br>
અજ્ઞાની લહે નહિં રે, રતિની ગતિ શી છે.<br>
( દયારામ )

न हो मुल्ला ने हो बम्मन्, दुइ को छोड न कर पूजा।<br>
हुकम है शाह कलंदरका, अनलहक्क तू कहाता जा॥<br>
कहे मन्सूर मस्ताना, हक्क मैंने दिलमें पहचाना।<br>
वोही मस्तोंका मयखाना उसीके बीच आता जा॥

## [1] શરીઅત (Canonical Law)

સુફીવાદમાં સુફી એ "સનમ"ની-પરમ સત્યની-"હક્ક"ની શોધમાં નીકળેલો એક પ્રવાસી છે-ભક્ત છે. "હક્ક"રૂપી મહા-મૂલ્ય મોતી મેળવવા સુફીએ તો શરીઅત રૂપી નૌકાનું અવલંબન કરવું જોઇએ. સંયમ કેળવવા માટે શરીઅત-આચારવિધિ-કર્મવિધિ જરૂરી છે. "હક્ક"ની શોધમા પ્રવસતો સુફી "શરીઅત"ને અવલંબી "તરીકત" રૂપી મહાસાગરના મધ્યમાં આવી પહોંચે છે

## તરીકત ( The Path )

તરીકત એટલે લક્ષ્યને મેળવવાનો માર્ગ-પંથ. તરીકતનો અર્થ રસ્તો થાય છે. "શરીઅત"ની નૌકામાં બેસી પ્રવાસી "તરીકત" રૂપી પુનિતપંથે અનુભવના મહાસાગરમાં આગળ વધે છે. 'તરીકત" દશામાં "હક્ક" મેળવવા સંબંધી સુફીની ઉત્કંઠા વધતી જાય છે. તે તેનીજ પાછળ ઘેલો બને છે. તેનુંજ ધ્યાન ધરે છે. તેનામાંજ તેનું ચિત્ત રમે છે. જ્યાં ત્યાં તેને લક્ષ્યનીજ લગની લાગી રહે છે. આમ એકાગ્રતા સધાતાં સુફી શરીઅતના આચારો મૂકી દે છે-આચારો તેનાથી અળગા થઇ જાય છે

## હકીકત ( Truth )

હવે તો સુફી "શરીઅત" ની નૌકામાંથી કુદી પડે છે અને તરીકત રૂપી સાગરની સપાટી છોડી તેના રત્નગર્ભમાં

---

[1] શરીઅત: આ એક અરબ્બી શબ્દ છે. એનો અર્થ The Law of Mahomed થાય છે નિમાજ, રોજા વગેરે આચારધર્મ શરીઅતમાં આવી જાય છે.

રહેલું "હક્ક" રૂપી મુક્તા મેળવવા અધીરો બની ઉંડે ઉંડે ડુબકી મારે છે અને "હક્ક" રૂપી મુક્તા જેમાં રહેલું છે તેવી એ મહામૂલ્ય [1]છીપને સ્પર્શે છે. "હક્ક" નું સાનિધ્ય છતાં "હક્ક" સાથેની પૂરી એકતા સધાઈ નથી, સુફી સત્યને તે હાથવેંતમાં છે એમ પિછાને છે. સત્યનું સંનિધિત્વ અનુભવે છે છતા પરમસત્યની હજી પ્રાપ્તિ તેને થઈ નથી. સુફી આ રીતે "હકીકત" દશામાં આવે છે. સુફીની આ દશાને "ગંગા-સાગર-સંગમ ભક્તિ" કે "પ્રેમલક્ષણા ભક્તિ" સાથે ઘણે અંશે સરખાવી શકાય.

[2]મારિફ્ત ( Union with God. )

અંતે સત્ય-જ્ઞાનરૂપ મહામુક્તાને છુપાવનાર અવશેષ રહેલું છીપરૂપી અહંતાનું આવરણ દૂર થતાં સુફીને પરમ સત્ય પ્રાપ્ત થાય છે. "હક્ક"ની સાથેનો તેનો વિયોગ નાશ પામતાં તે "હક્ક"મય બને છે અને હક્ક[3] સાથેની અભિ-

---

[1] સરખાવો:—हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मूखम्॥
ઈશોપનિષત્
અર્થ:—સત્યનું મૂખ સુવર્ણમય પાત્રવડે ઢંકાએલું છે.

[2] મારિફ્ત, અરબ્બી "આરિફ" એટલે જાણવું એ ધાતુ ઉપરથી આ શબ્દ થયો છે. એનો અર્થ "આત્માનું પરમાત્મા સાથે ઐક્ય" થાય છે. મારિફ્તમાં Where there is neither God nor servant. नशास्ता न शिष्यः જેવી સ્થિતિ પ્રાપ્ત થાય છે: જ્યાં સેવકસેવ્યભાવ ષ્ટ થાય છે. N. B. [3] હક: Truth; an epithet of Almighty; it is the State of inspiration

નતા અનુભવતો સુફીભક્ત પોકારી ઉઠે છે "અનલહક્ક" -સોઽહમ્ સુફીની આ દશા તે [૧]પરાભકિતનો પરમ આદર્શ છે.

ભક્તિ.

[૨]ભક્તિ એટલે ઇશ્વરને વિષે પરમ પ્રેમભાવ. સુફીકવિઓ

---

of Preternatural Knowledge. હક એ ઇશ્વરવાચક શબ્દ છે. પરમ જ્ઞાનની એ પરાભૂમિ છે.

૧ Swami Vivekanand says, "Extreme Love to God is (परा) Bhakti and this love is the real immortality, getting which a man becomes Perfectly satisfied, sorrows for no loss and is never Jealous. Knowing which man becomes mad."

સ્વામી વિવેકાનંદ કહે છે કે, "પ્રભુમાં પરમ પ્રેમ તે પરાભક્તિ છે. આ પ્રેમ તે સાચું અમૃતત્વ છે, જેને પ્રાપ્ત કરતાં માનવ સંપૂર્ણ રીતે સંતુષ્ટ બને છે. તે ગતવસ્તુની ચિંતા નથી કરતો, કદી દ્વેષ નથી કરતો, તેને જાણવાથી મનુષ્ય પ્રમત્ત બને છે."

૨ ભકિતની વ્યાખ્યાનારદ ભકિતસૂત્રમાં આ પ્રમાણે છે. अथातो भक्तिं व्याख्यास्यामः ॥१॥ सा कस्मै परमप्रेमरुपा ॥२॥ अमृतस्वरुपा च ॥३॥ यंलब्ध्वा पुमान् सिद्धो भवत्यमृतो-भवति तृप्तो भवति ॥४॥

હવે અમે ભકિતની વ્યાખ્યા આપીશું. તે કોઇને પરમ પ્રેમમયી લાગે છે. કોઇને અમૃતમયી પણ લાગે છે. તેને પામી માનવ સિદ્ધ બને છે. અમૃતતત્વ પ્રાપ્ત કરે છે. તૃપ્ત

પ્રભુભક્તિ " આશકમાશૂકભાવ"થી સાધે છે. "સનમ"ના ગાનમાંજ—"પ્રિયા" ને મેળવવાના તાનમાંજ સુફીનું હૃદય રચ્યું રહે છે અને પ્રિયાના સંયોગની પુનિત પળે તેને ભાવ સમાધિ થાય છે, તે સ્વત્વ ભુલે છે. પ્રિયાના રૂપમાં લીન થતો સુફી સ્વરૂપમાંજ લીન થાય છે तदा द्रष्टुः स्वरुपेऽवस्थानम् " ત્યારે દૃષ્ટાની સ્વરૂપમાં સ્થિતિ થાય છે." ભગવાન પતંજલિએ વર્ણવેલી એ દશાને પરાભક્તિ કે સુફીવાદની મારિફ્ત દશાની પરમકક્ષા સાથે સ્હેજે સરખાવી શકાય. સુફીભકતો પ્રભુને પ્રિયા-"માશૂક"માની પોતે તેને "આશક" રૂપે ભજે છે. નારદભક્તિસૂત્રમાં વર્ણવેલી એકાદશવિધ ભક્તિમાંની " कान्तासक्ति " ભક્તિ [3] જેવીજ સુફીઓની "આશકમાશૂક"ભક્તિપદ્ધતિ માની શકાય.

---

થાય છે. શાંડિલ્ય ભકિતસૂત્રમાં ભકિતની વ્યાખ્યા ટુંકામાં એકજ સૂત્રમાં આપી છેઃ—सा परानुरक्तिरीश्वरे ॥२॥ "ઈશ્વરને વિષે પરમ પ્રેમ તે ભકિત છે"

[3] નારદે ગણાવેલા ભકિતના એકાદશ પ્રકારઃ—गुणमाहात्म्यासक्ति—रूपासक्ति—पूजासक्ति—स्मरणासक्ति—दासासक्ति—सख्यासक्ति—कान्तासक्ति—वात्सल्यासक्ति — आत्मनिवेदनासक्ति — तन्मयासक्ति—परमविरहासक्ति—रूपाण्येकाप्येकादशधा भवति ॥ ના. ભ સૂ. ૮૨

પ્રભુના ગુણ અને માહાત્મ્યમાં પ્રેમ, તેના રૂપમાં પ્રેમ, તેની પૂજામાં પ્રેમ, તેના સ્મરણમાં પ્રેમ, તેના દાસ્યમાં પ્રેમ, તેના સખ્યમાં પ્રેમ, સ્ત્રી અને પુરૂષ વચ્ચેના પ્રેમ જેવા તેનામાં પ્રેમ, તેનામાં વાત્સલ્ય પ્રેમ, તેનામાં પ્રેમપૂર્વક આત્માર્પણ તેનામાં પ્રેમપૂર્વક લીનતા, તેના મિલન માટે પરમ આતુરતા આમ ભક્તિના અગિયાર પ્રકાર છે.

## પ્રેમલક્ષણાભક્તિ અને પરાભક્તિ.

પ્રેમલક્ષણાભક્તિ અને પરાભક્તિનું લક્ષણ બાંધતાં પોતાના "જ્ઞાનસમુદ્ર" નામક ગ્રન્થના દ્વિતીયોલ્લાસમાં સાધુ સુંદરદાસ કહે છે કેઃ—

## પ્રેમલક્ષણાભક્તિનું લક્ષણ.

### इंदव छंदः—

प्रेम लग्यो परमेश्वरसों तब । भूलि गयो सिगरो घरबारा ॥
ज्यों उनमत्त फिरे जितहीं तित । नेक रही न शरीर संभारा ॥
स्वास उसास उठे सब रोम । चलै दृग नीर अखंडित धारा ॥[1]
सुंदर कौन करै नवधा विधि । छाकि पर्यौ रस पी मतवारा ॥३१॥

### नाराच छंदः—

न लाज तीन लोककी न वेदको कह्यो करै ।
न शंक भूत प्रेत की न देव जक्षतें डरै ॥

---

[1] સાત્વિકહૃદયમાં ભક્તિથી આઠ ભાવ ઉત્તરોત્તર પ્રકટે છેઃ [૧] સ્તમ્ભ=સ્થિરતા [૨] સ્વેદ=પરસેવા થવા [૩] સ્વરભંગ=ગદ્‌ગદ્ કંઠ થવા [૪] રોમાંચ=રૂંવાડાં ઉભાં થવાં [૫] વેપથુ=કંપ થવા [૬] વૈવર્ણ્ય=ચહેરામાં ફેરફાર થવા (૭)અશ્રુ=આંસુ આવવાં (૮)પ્રલય=અચેતન થઇ જવું. ભગવાન નારદ કહે છે કેઃ—कण्ठावरोध रोमाञ्चाश्रुभिः परस्परं लपमानाः पावयन्ति कुलानि पृथिवीं च ॥ ગદ્‌ગદ્ કંઠ, રોમાંચ, આંસુ ઇત્યાદિ પૂર્વક પરસ્પર પ્રલપતા પ્રેમીઓ કુળોને અને પૃથિવીને પાવન કરે છે ના. ભ. સૂત્ર ૬૭.

सुने न कान और की द्रसे न और इच्छना ।
कहै न मूख और बात भक्ति प्रेम लच्छना ॥ ४० ॥

### रंगीला छंदः—

निशदीन हरि सों चित्तासक्ती । सदा लग्यो सो रहियें ॥
सुंदर कोइ न जानि सके यह । भक्ति सुप्रेमलच्छना कहियें ॥४१

### जुमाला छंदः—

प्रेम अधीनां छाक्यौ डोलै । क्यों को क्यों हीं बानी बोलै ।
ज्यैसें गोपी भूली देहा । तैसो चाहै ज्यासों नेहा ॥ ४२ ॥

× × ×

### छपय छंदः—

चित्त वित्त हरि सों लग्यो । सावधान कैसें रहै ।
यह प्रेमलच्छनाभक्ति है । सिष्य सुनहु सुंदर कहै ॥ ४३ ॥

× × ×

### मनहर छंदः—

प्रेम को प्रवाह ऐंसे । प्रेम तहां नेमु कैसें ।
सुंदर कहत यह प्रेम हीं की बातु है ॥

## પરાભક્તિ (અનન્ય ભક્તિ)

### गीतक छंदः—

विछेप कबहु न होइ हरि सो । निकट नृत्य निंत्र्त्य हीं ॥
तहां सदा सनमुख रहै आगे हाथ जोरे भृत्य हीं ॥
पल एक कबहु न होई अंतर । टकटकी (सुरता) लागी रहै ॥
यह पराभक्ति प्रकास परिचय । सिष्य सुनहु सतगुरु कहै ॥

इंदव छंदः—

सेवक सेव्य मिल्यौ रसु पीवत। भिन्न नहीं अरु भिन्न सदाहीं॥
ज्यों जलपिंड धर्यो जलबीचसु । पिंड रु नीर जुदे कछु नाहीं ॥

× × ×

ज्यों दृगमें पुतरी दग एक । नही कछु भिन्न रु भिन्नि दिखाइ ॥
सुंदर सेवक भाव सदा यह । भक्ति परा परमातम माही ॥

× × ×

बिनु सींस नचें जहां सेव्य को सेवक भाव लिये रहें ।
मिलि परमातम सों आतमा पराभक्ति सुंदर कहे ॥ ५१ ॥

* * *

हरिसंघणा छंदः—

मिले एक संगा । नहीं भिन्न अंगा ॥
करें यौं विलासा धरें भाव पासा ॥

तोटक छंदः—

हरि में हरिदास विलास करे । हरि सों कबहु न बिछोह परे ॥
हरि अच्छर त्यों हरिदास सदा । रसपीवनकूं यह भाव जुदा ॥

સાધુ સુંદરદાસે પોતાની પ્રાસાદિક વાણીમાં પ્રેમલક્ષણા ભક્તિ અને પરાભક્તિ વચ્ચેનો ભેદ ઉપર મુજબ દર્શાવ્યો છે. શ્રીમન્નૃસિંહાચાર્ય પણ પોતાના “ સિદ્ધાન્ત-સિંધુ ” નામક ગ્રંથમાં પ્રેમલક્ષણા ભક્તિ અને પરાભક્તિ સંબંધે સાધુ સુંદરદાસને મળતો૮ અભિપ્રાય દર્શાવે છે.

પ્રેમલક્ષણા કે પરાભક્તિમાં વ્યવધાન (Inturruption) વ્યભિચાર (Adulteration) કે નિમિત્ત (Condition) આદિ દોષો ન આવે. अनन्य भक्ति (Blemishless Love

सुने न कान और की द्रसे न और इच्छना ।
कहै न मुख और बात भक्ति प्रेम लच्छना ॥ ४० ॥

### रंगीला छंदः—

निशदीन हरि सों चित्तासक्ती । सदा लग्यो सो रहियें ॥
सुंदर कोइ न जानि सके यह । भक्ति सुप्रेमलच्छना कहियें ॥४१

### जुमाला छंदः—

प्रेम अधीनां छाक्यौ डोलै । क्यों की क्यों हीं बानी बोले ।
ज्यैसें गोपी भूली देहा । तैसो चाहै ज्यासों नेहा ॥ ४२ ॥

× × ×

### छपय छंदः—

चित्त वित्त हरि सों लग्यो । सावधान कैसें रहै ।
यह प्रेमलच्छनाभक्ति है । सिष्य सुनहु सुंदर कहै ॥ ४३ ॥

× × ×

### मनहर छंदः—

प्रेम को प्रवाह ऐंसे । प्रेम तहां नेमु कैसें ।
सुंदर कहत यह प्रेम ही की बातु है ॥

પરાભક્તિ ( અનન્ય ભક્તિ )

### गीतक छंदः—

विछेप कबहु न होइ हरि सो । निकट नृत्य निंतृत्य हीं ॥
तहां सदा मनसुख रहे आगे हाथ जोरे भृत्य हीं ॥
पल एक कबहु न होई अंतर । टकटकी (सुरता) लागी रहे ॥
यह पराभक्ति प्रकाम परिचय । सिष्य सुनहु सतगुरु कहै ॥

### इंदव छंदः--

सेवक सेव्य मिल्यौ रसु पीवत। भिन्न नहीं अरु भिन्न सदाहीं॥
ज्यों जलपिंड धर्यो जलबीचसु । पिंड रु नीर जुदे कछु नाहीं ॥

× × ×

ज्यों दृगमें पुतरी दग एक । नही कछु भिन्न रु भिन्नि दिखाइ ॥
सुंदर सेवक भाव सदा यह । भक्ति परा परमातम माही ॥

× × ×

बिनु सीस नवें जहां सेव्य को सेवक भाव लिये रहें ।
मिलि परमातम सों आतमा पराभक्ति सुंदर कहे ॥ ५१ ॥

* * *

### हरिसंघणा छंदः--

मिले एक संगा । नही भिन्न अंगा ॥
करैं औ विलासा धरैं भाव पासा ॥

### तोटक छंदः--

हरि में हरिदास विलास करै। हरि सो कबहु न बिछोह परै ॥
हरि अच्छर त्यो हरिदास सदा। रसपीवनकूं यह भाव जुदा ॥

સાધુ સુંદરદાસે પોતાની પ્રાસાદિક વાણીમાં પ્રેમલક્ષણા ભક્તિ અને પરાભક્તિ વચ્ચેનો ભેદ ઉપર મુજબ દર્શાવ્યો છે. શ્રીમન્નૃસિંહાચાર્ય પણ પોતાના “ સિદ્ધાન્ત-સિંધુ ” નામક ગ્રંથમાં પ્રેમલક્ષણા ભક્તિ અને પરાભક્તિ સંબંધે સાધુ સુંદરદાસને મળતોજ અભિપ્રાય દર્શાવે છે.

પ્રેમલક્ષણા કે પરાભક્તિમાં व्यवधान (Inturruption) व्यभिचार (Adulteration) કે निमित्त (Condition) આદિ દોષો ન ચાલે. अनन्य भक्ति (Blemishless Love

જ ભક્તિનું સાચું સ્વરૂપ છે. પ્રભુના ગુણોને સાંભળવા (श्रवणम्), તેના ગુણોનું કીર્તન કરવું (कीर्तनम्), તેના ગુણોનું સ્મરણ કરવું ( विष्णोः स्मरणम् ), તેના ચરણને સેવવા. (पादसेवनम्) તેનું અર્ચનપૂજન કરવું, (अर्चनम्) તેને વંદન કરવું, (वन्दनम्), તેના સેવક થઈ રહેવું [दास्यम्], તેની સાથે સખ્ય ભાવ રાખવો. [सख्यम्] અને તેનામાં આત્મસમર્પણ કરવું: [आत्म निवेदनम् ] ' આ રીતે ભક્તિના નવ પ્રકાર માન્યા છે. બીજી દૃષ્ટિએ ભક્તિના ચાર પ્રકાર માન્યા છેઃ [૧] ભક્તિ [નવધા ભક્તિ] [૨] પ્રેમભક્તિ [૩] પરાભક્તિ અને [૪] ગંગાસાગર–સંગમભક્તિ.[1] આ ચાર પ્રકારની ભક્તિમાંથી પ્રભુની શોધમાં આમ તેમ ભટકતો ભક્ત પ્રવાસી પ્રભુને ચરણે જઈ તેના સ્વરૂપમાંજ સદા સર્વદા ઉઠતી વૃત્તિઓ આરોપે છે. તે ગંગાસાગરસંગમભક્તિ છે. સામાન્ય ભક્તિના નવ પ્રકાર તો ઉપર વર્ણવેલા છે. છતાં સામાન્ય નવધાભક્તિ અને ગંગાસાગરસંગમભક્તિથી વિશિષ્ટ એવા પ્રેમલક્ષણાભક્તિ અને પરાભક્તિના બે પ્રકારોનાં લક્ષણ સુંદરદાસે વર્ણવ્યાં તેમ સુફીવાદની હકીકત અને મારિફ્ત દશાઓને મળતાં આવે છે. નારદભક્તિસૂત્રો એ પ્રેમલક્ષણાભક્તિનાં માધુર્યરસનાં આદર્શસૂત્રો છે. સેવક સેવ્યની

---

[1] સરખાવોઃ—

यथा नद्यः स्यन्दमानाः समुद्रेऽस्तं गच्छन्ति नामरूपे विहाय।
तथा विद्वान् नामरूपाद्विमुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम्॥

જેવી રીતે નદીઓ સમુદ્રમાં વહી જઈને નામરૂપ ત્યજી દે છે તેવી રીતે નામ અને રૂપથી મૂકત બનેલો વિદ્વાન દિવ્ય પરમપુરૂષમાં લીન થાય છે.

એકતાનો ભાવ પરાભક્તિમાં પ્રકટ થાય છે. શાંડિલ્યભક્તિ-સુત્રો એ પરાભક્તિનાં સૂચક છે. [૧] શાંડિલ્યઋષિના મતે ગીતાનું પરમરહસ્ય પરાભક્તિનુંજ પોષક છે. અનેક સૂક્ષ્મ-ભેદોને બાદ કરતાં પરાભક્તિનો આદર્શ લગભગ વેદાન્તસૂત્રો-ના આદર્શ જેવોજ છે. પ્રેમલક્ષણાભક્તિ કરતાં પરાભક્તિનું સ્થાન ઉચ્ચ છે. અદ્વૈતાનુભવની કક્ષામાંજ પરાભક્તિનું પરમ-સ્થાન છે.

ઉપર્યુક્ત સંક્ષિપ્ત સૂચનાને અનુલક્ષી [૨]ચીનગારીનું વાચન કરતાં સુલ્તાનાને ચરણે ધરવામાં આવેલી સર્વ સામગ્રીનું રહસ્ય સુજ્ઞવાચક સમજી લેશે.

---

[૧] सैकान्तभावो गीतार्थप्रत्यभिज्ञानात् ॥८३॥ परांकृत्वैद सर्वेषां तथा त्वाह ॥८४॥ ગીતા ઉપરથી સમજાય છે કે પરા ભક્તિમાં એકાન્તભાવ છે. પરાભક્તિથી સર્વને મૂક્તિની પ્રાપ્તિ થાય છે એમ કહ્યું છે. શા. ભ. સૂત્ર. अनन्याश्चिन्त-यन्तो मां ૯૦ ગીતા.

[૨] ચીનગારીના પચાસેક ફકરા "સાહિત્ય"માં ઇ. સ. ૧૯૨૧ના એપ્રીલમાં પ્રકટ થયા હતા. પછીનાં વર્ષોમાં થોડાક "ગુજરાત"માં પ્રકટ થયા હતા.

## —પ્રવેશ—

प्रासादे सा दिशि दिशि च सा पृष्ठतः सा पुरः सा
पर्यंके सा पथि पथि च सा तद्वियोगातुरस्य ।
हं हो चेतः प्रकृतिरपरा नास्ति मे कापि सा सा
सा सा सा सा जगति सकले कोऽयमद्वैतवादः ॥

—अमरुकः—

*   *   *   *   *

મારી આ નાનકડી પોથીમાં જીવનગીત ભર્યાં છે ખરાં, પરંતુ, તે દર્દીદિલના નિસાસા હોઈ તારા કોમળ હૈયાને સીઝાવી દેશે.

—તને હૈયાસૂનો બનાવી મૂકશે!

જવા દે, જવા દે, જુવાન! અણજાણ્યા એ પ્રદેશમાં ઉતરી, ઉનાં આંસુને શા માટે આમંત્રે છે? કરૂણ રસગીતાના આલાપો છેડી, તારા સુખી જીવનને શા કાજે પીંખી નાખે છે?

*   *   *   *   *

મારાં ગીતમાં હું શું કહેવા માગું છું તેની મને ગમ નથી. પણ મને એવાં ગીત ગાવાં વારંવાર ગમે છે.

હું સમજી નથી શકતો પરંતુ માનું છું કે મારાં ગીતમાં કાંઇક છે.

—તેને કાજે ઢળતાં ગીતમાં કાંઇક છે, કાંઇક છે!

—લેખક.

લ્યો, સ્વીકારો :

માનવો ! તમે કહેતા હતા કે અમને કાંઇ ભેટ ન આપી........

........તો લ્યો :

— આ ચિરાતા જીગરની ચીનગારીઓ તમારે ચરણે હું અર્પણ કરૂં છું !

–લેખક.

# ધૂમ્ર.

"એ પૂતળીના જાદુને કો જાણનારો જાણશે!
ખામી નજર આવે નહીં! એ દેખનારો ખાત્તરો!" -કલાપી-

૧

## સુલ્તાના !

મેં બાદશાહોના તખ્તને નમન નથી કર્યાં, અને ચમત્કારથી હું ચમક્યો નથી.

મેં તો સુંદર જગતને ભસ્મરાશિ સમાન માની સૌન્દર્યની સદાએ અવગણના કરી છે.

પરંતુ, સુલ્તાના !

–તારા ચરણમાં કોણ જાણે મારું શિર શાથી ઝૂકે છે ! [1]

---

[1] सम्मानवहुमानप्रीतिविरहेतराविचिकित्सामहिमख्यातितदर्थप्राणस्थानतदीयतासर्वतद्भावाप्रातिकूल्यादीनि च स्मरणेभ्यो वाहुल्यात् ॥

— शाण्डिल्यभक्तिसूत्र ४४ ॥

ભાવાર્થ:- શાસ્ત્રવિહિત અનેક લક્ષણોમાંથી મુખ્યત્વે- સન્માન, બહુમાન, પ્રીતિ, વિરહ, ઇતરવિચિકિત્સા (ભગવાનથી અન્ય પદાર્થમાં ઉદાસીનતા), મહિમાકીર્તન, પ્રિયતમને માટે પ્રાણધારણ, તદીયતા, તેનામાંજ આરોપેલા સર્વભાવ અને અપ્રતિકૂલતા- એ ભક્તિનાં લક્ષણ છે. શાં. ભ. સૂ. ૪૪.

૨

## વિયોગનો યોગ.

જ્યારે વિયોગનો યોગ વધશે, ત્યારે આત્મ-વિભૂતિ ભભૂકી ઉઠશે; અમારી જ્વાળામય ફૂંકથી આકાશના પડદા ફાટશે, પ્રકૃતિનો ગુંબજ ગુંજરી કિરણના પુવારા ફુટશે અને તારી અનંતશક્તિનો અંબાર મારા હૃદયમાં પ્રવેશ કરશે.

૩

## ક્રૂરમાનિની !

તું જીવનમાં સુખ બતાવી મરણ મુખ આગળ ધરે છે; મધની પ્યાલી હોઠ આગળ ધરી પીવાની તું મના કરે છે; સૌન્દર્યને મૂર્તિમંત કરી સ્પર્શ કરતાં તું અટકાવે છે.

હા ! ક્રૂરમાનિનિ !

—અમૃતના કટોરામાં ઝહર ભેળવી તલસતાને તું સતાવે છે.

૪

## વિયોગી કબ્ર.

જંગલની સુંદરતામાં નાનકડી એક ઝુંપડી છે; ને તેની સામે વિયોગી હૃદયની કબ્ર છે.

એક દિવસ તેની સમીપ આશાના પ્રદીપ ઝળહળતા હતા અને રસના ધૂપ ધુમાતા હતા.

પણ આજે તો એ એક પુરાણી કબ્ર છે.

એના ઉંડાણમાંથી વિયોગી હૃદયના નિસાસા સંભળાય છે.

૫

## એ સ્વપ્ન.

તેં નિશાની બુટ્ટાદાર સાડી પહેરી હતી અને આકાશગંગાની અર્ચા કરી હતી. ઝરણાંઓ તારાં ઝાંઝર હતાં ને બીજના ચન્દ્રનો મુકુટ તારે શિરે શોભતો હતો.

મને બરાબર યાદ છે:

મેં તને ઝીણું ગાન ગુંજતી શાન્તિના રથમાં બેસી સડસડાટ અનંતપથ કાપતી એ સ્વપ્નમાં ભાળી હતી.

૬

## "તું છે!"

મેં વિચારની શૂન્યતામાં ધ્વનિ સાંભળ્યો કે "તું છે!"

દેહનું ભાન ભૂલતાં ભણકારા થયા કે "તું છે!"

બુદ્ધિથી પર, દૂ....ર કો અનંત પ્રદેશમાં એક અનાહત ગાન ગુંજતું હતું કે "તું છે!"

પ્રિયા! તું છે, તું છે. નથી ગમ કે તું ક્યાં છે!

પણ ઉંડુ ઉંડુ અંતર ગુંજે છે કે "તું છે!"

૭

## અજબમોહિની.

તારી જ્યોતિર્મય આંખોમાંથી ઉલ્લાસનાં પૂર ઉભરાય છે.

તારા નિઃશબ્દ ઓષ્ઠમાંથી મંદ હાસ્ય ફરકી રહ્યું છે.

તારા ચરણસ્પર્શમાં વિશ્વની શાન્તિ વિરમે છે.

તું એક અજબ મોહિની છે!

૮

## કવિહૃદય.

કલ્પના અને ઉર્મિમય પાંખો ફફડાવી જ્ઞાનના ગહન પ્રદેશને માપતું જો આ કવિહૃદય! –જીવનના કટુ અનુભવને એ કેવી મીઠી વાણીમાં ગાય છે!

ચાલ, આપણે પણ તેવા એ મધુર સંગીતને ઝીલી શાન્તિની સિતાર પર આશાનાં ગીત ગાઇએ.

૯

## અખંડવિજયિ!

અહા! –દિશાઓ ચુમતો આ વનગિરિ, પોતાના ઝરણઝંકારથી આપનાં યશોગાન ગાઈ રહ્યો છે.

સુગંધિ પવનમાં ઝુલતી આ મદઘેલી વનશ્રી ઉલ્લાસથી પર્ણકરતાલ બજાવી રહી છે.

પ્રભાત પણ વિશ્વમુખે આપનાં ધવલગીત ગુંજે છે.

—અને આ આકાશી અનંતતાએ તો તમારા કીર્તિલેખ એ ઝળહળતા આસમાની પટપર કોઇ અગમ્ય લિપિમાં ક્યારનાએ આલેખ્યા છે.

અખંડવિજયિ !

આપના સ્મરણસ્તંભ તો અહા! પ્રકૃતિના અણુએ અણુમાં વ્યાપી રહ્યા છે !

૧૦

## શહેનશાહી.

સારી આલમનો હું શહેનશાહ છું ખરો; પરંતુ તારો તો હું ગુલામ જ છું:

પ્રિયા ! મારી શહેનશાહતનું નૂર તારી દિવ્યતામાંથી સ્ફુરી ઉઠે છે.

૧૧

## ફિરાકી ચશ્મો.

તેના નુરાની ચહેરાથી હજીપણ મારી ચશ્મો અંજાયલ છે.

તેનો મીઠો સૂર હજી પણ મને સ્વર્ગીય સંદેશા સુણાવે છે.

તેના મોહક શબ્દોની શક્તિ હજીપણ મોજુદ છે.

–મારી પાસે તેનું બદન હૈયાત નથી, છતાં જીગર તો મારાં ફિરાકી ચશ્મોને હજી પણ આશા આપે છે.

૧૨

## જીવનસારંગી.

જીવનના તાર બેસુરા બન્યા છે.

ભવિષ્યની ચાવીઓનું ઠેકાણું નથી.

–અને પ્રયત્નનું તુંબુ તો તુટેલું જ છે.

અરેરે ! મારી સારંગી નહિં જ વાગે ?

૧૩

## નિરાશા.

યૌવનના મદ ઝરી ગયા છે; આશાનાં પાત્ર ખાલી થયાં છે; જીવનની જ્યોત ઝાંખી બની છે;

–અને તારાં દર્શન તો દુર્લભ છે.

હા ! શા કાજે જીવવું ?

૧૪

## ઇતિકર્તવ્યતા.

માનવસૃષ્ટિને કિનારે મેં તો મૃત્યુનાં ગીત ગાયાં છે; ને પ્રણયનાં મોજાંમાં મારાં આંસુ છુપાયાં છે.

હવે હું પરવાર્યો છું.

પ્રિયા આવશે એટલે અહિંથી ઉઠી તેની સાથે ચાલ્યો જઇશ.

૧૫

## મારી ભેટ.

જ્યારે જગત અને હું જુદાં પડીશું, ત્યારે તમારે માટે મારી અંતઃશક્તિઓ એક એવી વસ્તુ આપી જશે; કે જેને ચુમવા સાગરરાજ પોતાનાં સહસ્ર સહસ્ર મોજાંથી ઉછળશે, આકાશનો રાજા રવિ પોતાનાં અસંખ્ય તેજોમય કિરણોથી તેનું સ્વાગત કરશે અને વિશ્વમાં વસતાં અનેક કવિહૃદયો તેનાં યશોગાન ગાતાં ઘેલાં બનશે.

૧૬

## પંખીની પાંખો.

અરેરે! પંખીને પાંખો છે ત્યારે પ્રેમની ગમ નથી; અને મને પ્રેમ છે ત્યારે પાંખો નથી.

મને પાંખો ક્યારે ફુટશે?

પાંખો હોત તો વિયોગનું અંતર આતુરતાથી કાપત અને માશુકની મૂર્તિ સામે મીટ માંડી જીવન જમાવત.

રે! હું પંખી નથી!!

૧૭

## કજળી ચીનગારી.

લાંબા વિયોગથી આશાના અંગારા કજળી ગયા છે. આશ્વાસનના પંખા હવે મારે નથી કામના.

કજળી ચીનગારી હોલાશે અને આ તલસતું હૃદય વિયોગના અનંતકાળમાં ડુબશે.

૧૮

## નાજુક રસવૈદ્ય !

હું બળ્યોઝળ્યો થઇ રહ્યો છું.

મારા નિસાસાની જ્વાળાથી હવે મારા દિલની ખાક થશે.

વિયોગના ઘેનમાં મારી સ્મૃતિઓ ઝોબાય છે.

નાજુક રસવૈદ્ય ! અધરસુધાનું એક ટીપું તો આપ !

૧૯

## આગમનનું કારણ.

મેં ક્ષણિકતાના કટોરામાં યૌવનના શરાબ જાણ્યે અજાણ્યે પીધા છે અને સૌન્દર્યનાં ફૂળ મોહની ડાળેથી ચુંટયાં છે.

પણ દેવી !

–તારી પાસે તો હું ચિરસૌન્દર્ય અને અનંતયૌવનના અર્થ સમજવા આવ્યો છું.

૨૦

## દયાના દેવ!

દયાના દેવ !

મારી પાસે આંસુ તો નથી અને નિસાસાના કટોરા તો ઢળી ગયા છે. તમને આપવા જેવું મારી પાસે કશું જ નથી. ઇચ્છા હોય તો નિરાશાનાં ખંજર ભોંકી મારા હૃદયનું ધગધગતું ખૂન ઝીલી લ્યો !

૨૧

## ન્યારા ભક્તિપંથ.

પારધિતણાં તાતાં તીર તો મૃગના પ્રાણ તત્કાળ છોડાવે છે અને મન્મથનાં ભેદક બાણ તો વિયોગી દિલને ભસ્મ કરે છે.

પરંતુ તારી સ્મૃતિ તો મારા હૃદયને ચીરે છે - તલસાવે છે - રીબાવી રીબાવી પોષે છે.

અહા ! આ ભક્તિપંથ તો ન્યારા નિહાળ્યા !

૨૨

## છેલ્લો નિશ્ચય.

અરે ઓ ભયંકર ગિરિરાજો !

આજે હું મારા નિસાસાથી તમને ઓગાળી નાખું છું.

ઓ સરિતાઓ !

તમને હું સુકવી નાખું છું.

ઉપાય ?

બચવાનો ફક્ત એકજ ઉપાય !

ગિરિવરો ! તમારે તમારાં ઉન્નત શિખરો વડે પ્રિયાની શોધમાં રહેવું પડશે.

સ્વચ્છંદી સરિતાઓ ! તમારે પણ દેશ પરદેશમાં પ્રિયાની શોધખોળ કરતાં - પ્રિયાનું નામ પોકારતાં - વહેવું પડશે.

બોલો !

નિસાસાઓની ભયંકર જ્વાળાઓને આધીન થવું છે કે બચવું છે ?

દિલ ખોલો !

૨૩

## ભિક્ષાયાચના.

સંસારી માનવ !

જ્યારે તું ભવિષ્યને આંગણે આશાના સાથીયા પૂરીશ અને આનંદમય જીવનમાં તમો દંપતી ભોજન કરવા બેઠાં હશો ત્યારે હું મારી ઝોળી લઇ પ્રિયાનું ગાન કરતો ભિક્ષા માગવા આવીશ.

૨૪

## અલખયોગી.

અ....લખ !

—પ્રિયા ! અલખ જગાવતો તારે બારણે ઉભો રહીશ, અને મારી ઝોળીમાંની વિભૂતિ તારા ભુવન ઉપર ફેંકી એક એવી અલખ જગાવીશ કે તારા હૃદયના તાર ધ્રૂજી ઉઠશે !

—ને એ અલખયોગી ભિક્ષા લઇ તારે બારણેથી હસતો હસતો ચાલ્યો જશે.

૨૫

## જીવનમંત્ર.

મારી પાસે એક એવો જીવનમંત્ર છે કે જેના ઉચ્ચારથી જડ વસ્તુઓ ફફડી ઉઠે છે અને ગિરિરાજ પણ પોતાનાં શિખર કંપાવે છે. તો પછી તેના મૃદુ હૃદયની તે શી ગુંજાસ ?

૨૬

## અંતિમ ઇચ્છા.

મને ઇચ્છા થાય છે કે હવે મારાં આંસુથી મારી કાયા ભસ્મ થાય અને તારી સ્મૃતિમાં તરફડતા હૃદયને વિયોગને અંતે અનંત શાન્તિ પ્રાપ્ત થાય.

૨૭

## શિલ્પી.

હું શિલ્પી બન્યો છું. મારે તેની પ્રતિમાની જરૂર છે. તે મારા હૃદયમાં વિરાજતી પ્રણયદેવી છે.

હુંજ શિલ્પી બન્યો છું. મારા સિવાય તેની ભાવમય પ્રતિમા જગતના બીજા શિલ્પિઓ ઘડી શકે તેમ નથી.

જેણે તેને પિછાની હોય તેનેજ તેના ભાવ આલેખતાં આવડે.

હું પ્રતિમા ઘડવાનો વિચાર તો કરૂં છું, પરંતુ પ્રિયાના હૃદયના કોમળ ભાવો હું કઠિન આરસમાં ઢાળી શકીશ કે કેમ તેનીજ મને શંકા છે.

તેના નયનમાં ઝળકતી મોહિની હું કેવી રીતે દર્શાવીશ ?

રે! કઈ ચેતના તેના હૃદયના ભાવો ક્ષણે ક્ષણે દર્શાવી શકે ?

જો આમજ છે તો પ્રિયાની નિર્જીવ પ્રતિમા હું શાને ઘડું ?

—ને હાય! આમજ હતું તો હું શિલ્પકાર શાને બન્યો ?

ના, ના, હૃદય! ગમે તેમ પણ પ્રિયાની એક પ્રતિમા તો બનાવ.

જે ઉંડી શક્તિએ તને શિલ્પી બનાવ્યો છે, તેજ મહાશક્તિ તને તેમાં પ્રાણપ્રતિષ્ઠા કરતાં શીખવશે. એજ તને પ્રતિમામાં ચૈતન્યનો સાક્ષાત્કાર કરાવશે.

श्रद्धावान् लभते फलम् ॥

ઘેલી નિરાશા ! ઉત્સાહના પ્રભાવથી હજી તું અજાણી છે. પ્રણયનાં ઊંડાણમાંથી ભભૂકતી ભાવના એક પ્રતિમામાં પણ પ્રાણ પૂરી શકે છે તે તને ક્યાં માલુમ છે ?

૨૮

## સંશોધન.

મારે નથી ઈચ્છા તમારાં કુસુમોની કે સુંદર કલિકાઓની. એ તો કાલ ઉઠીને કરમાશે, અને અંતરનો મોહ અંતરમાં રહેશે.

હું તો તલસું છું એવાં કુસુમો અને એવી કોલિકાઓને કાજે કે જે ખીલી ખરતાં ન હોય, પ્રફુલ્લ બની ખીડાતાં ન હોય !

મારે નથી ઇચ્છા કો નિર્ઝરીના ગાનની કે કોકિલના ટુહૂકારની. કાલ ઉઠીને નિર્ઝરીનાં જળ સુકાશે અને વસંતનો સમય પૂરો થશે.

હું તલસું છું એવા સંગીતને કાજે કે જેના અનાહત સ્વરથી પ્રકૃતિની પૂર્ણતા ગુંજી ઉઠે !

હું તો શોધું છું એવા સૌન્દર્યને કે જેમાંથી અસ્ખલિત માધુર્ય સ્રવતું હોય !

હું તો તલસું છું એવાં હૃદયો કાજે કે જેમાંથી વિશ્વનો પ્રેમ ઉભરાતો હોય.

૨૯

## સ્મૃતિનો તાજ.

શાહજહાને પ્રિયાની સ્મૃતિનો તાજ તો યમુનાને તીરે બાંધ્યો અને આરસની સાથે રત્નો મઢયાં.

પરંતુ, તારા ગુલામે તો તારી અનંત સ્મૃતિનો તાજ પોતાના હૃદયમાં ચણ્યો છે અને વિયોગની ભીંતોમાં ખૂનનાં જવાહીર જડયાં છે.

૩૦

## ગાંડો અવધૂત.

ચાલ્યો જા ! પંથી ! ચાલ્યો જા !!

ચોરાશી ધુણી હું શા માટે તાપું છું તે જાણવાની તારે શી પંચાત છે ? "કંચન જેવી કાયાને" મેં ખાકથી ખરડી છે, તેમાં તું શાને લજવાય છે ?

ચાલ્યો જા, ભાઇ ! શું પૂછે છે ?

હું તો હૈયામાં હોળી સળગ્યે ગાંડો બન્યો છું.

૩૧

## ભવનો ભિખારી.

હું તો ભવનો ભિખારી દુઃખનો માર્યો આવ્યો છું તારી પાસે પ્રેમની ભિક્ષા માગવા.

માનવસૃષ્ટિએ મને ધૂતકારી કાહાડયો છે, ઘેલો ગણી હડસેલી મૂક્યો છે.

અનંતકિશોરિ !

આવેશનો મારેર્યો આ વેશમાં તારી સમીપ આવ્યો છું ભિક્ષાને માટે.

દેવિ! ભિક્ષા દે! શરણ લે !!

૩૨

## સ્મરણસુંદરી.

વનવનની ઘટાઓમાં તારા સૂર સંભળાય છે.

ઝરણાંઓના ઝંકારમાં તારાં ઝાંઝર ઝણકે છે.

ગગનનો ગુંબજ પણ તારાં ગાન ગુંજે છે.

જ્યાં જ્યાં નિહાળું છું ત્યાં ત્યાં તારૂંજ અસ્તિત્વ સ્ફુરે છે.

સ્મરણસુંદરી !

મારૂં હૃદય તારાજ માટે ઝુરે છે.

૩૩

## તારી સવારી.

ડંકો વાગ્યો અને તારી સવારી આવી પહોંચી.

તને નમન કરવાને સર્વ પ્રજા ખડે પગે થઇ રહી હતી.

એક પછી એક, સર્વ લોકોએ, નીચા નમી તને નમન કર્યું.

હું તો તારી સમીપ ઉભોજ રહ્યો.

તારા સૌન્દર્યનું પાન કરવામાં એટલો આનંદ ઉભરાતો હતો, કે મને તારી સમીપ નીચા નમવાનું સ્મરણ પણ ન રહ્યું !

૩૪

## દિવાના કવિયો.

તારા સૌન્દર્યમાં દિવાના કવિયો અંજાયા છે, તેથી તેમની કવિતામાં તારાંજ ગાન ઉભરાય છે.

તારા ગુલાબી લબોએ શીએ ભુરકી નાખી છે, કે એકજ ચુંબન માટે તેઓ પોતાનું જીગર આપવાને તૈયાર છે !

૩૫

## અનંતતા.

હું તે અનંતનું વર્ણન શી રીતે કરૂં ?

તેના તેજમાં મારી આંખો અંજાઇ હતી.

તેના ધ્યાનમાં મારી સ્મૃતિ શૂન્ય બની હતી.

આનંદમાં મારૂં હૃદય હિંચતું હતું અને આવેશથી મારા અંગમાં કંપ હતો.

મેં એને ધારીને નિહાળી નથી. હું શી રીતે વર્ણવું ?

૩૬

## અનાહત નાદ.

ગહનતાની ગુફામાંથી એ નાદ ગુંજે છે; સમાધિની અનંત શાન્તિમાં એ ધ્વનિ ધ્રૂજે છે; વિયોગી હૃદયના ધબકારામાં એ ગાન ગાજે છે;

અહા ! એ સંગીત અનાહત છે, અનારત છે, અનંત છે !

૩૭

## અદ્વૈતની ઈચ્છા.

સાગરની સીમા જેવી તારી જે વિશાળ પાંપણોમાં સૂર્ય અને ચન્દ્રને પણ સમાવું ગમે છે, તેમાંજ ઓ સનાતન સુંદરિ! મારા હૃદયને આજથી લીન થવું છે.

૩૮

## બેમાલુમજીગર.

મને ક્યાંથી ખબર કે અનુભવીઓજ તારાં સુંદર ચરણ ચૂમી શકે છે !

હું ક્યાંથી જાણું કે તને જીગર અર્પવામાં જીવન વેચી દુનિયાની દૃષ્ટિએ ફારેગ થવું પડે છે !

–અને હું તે શું જાણું કે તારી આશામાં જબર નિરાશાના અનેક બેકદર ઘુંટડાઓ પીવા પડે છે !

૩૯

## વસમી વાટ.

ચાલ્યાં જાઓ, ચાલ્યાં જાઓ, પ્યારાંઓ !

–તમારા માટે અમારી વાટ વસમી છે. અમારી વાટે તો ખૂનની ખરાબી થશે, બદનની ખાક હોશે, જીવન જલાવવું પડશે.

આમ છતાં યે શી ખાત્રી કે તે મળશે અને આશા ફળશે ?

ચાલ્યાં જાઓ, બાપુ, ચાલ્યાં જાઓ !

૪૦

## મારૂં દર્દ.

નિસાસાના સીત્કારો મારૂં દર્દ ગુંજે છે, અને તલસતી કીકી આંસુના અર્ઘ્ય આપે છે.
ભાવનાઓ હૃદય પર વિરહની મૂર્તિ આલેખે છે.
તારી સ્મૃતિજ મને ઘેલો બનાવે છે !

૪૧

## જાદુગરી.

તારી આંખોમાં એટલું કામણ છે, તારી જબાનમાં એટલું વશીકરણ છે અને તારા દિલમાં એટલો ઉંડા દગો છે, કે ઉરનો ભરૂંસો આથમશે કે ઉદય પામશે, તેની મને ગમ નથી.

જાદુગરી, હજી તો જીગર ખોલ !

૪૨

## તારો દિમાગ.

તારા દિમાગની રોશનીથી સારી આલમ અંજાય છે, તારા જીગરની મહોબ્બત કરવા સારી જહાં ઉભરાય છે, તારી ચશ્મોના ખોફમાં પણ ખુદાઇ છે, ગુસ્સામાં પણ રહમદિલી છે.

અહો ગુલબદન ! રોશન થા ! !

૪૩

## પાગલ ઇન્સાન.

બાંદી,

બસ જા.

એ બેનઝીર હસિનાને ખબર કર, કે તેની ખિદમતમાં આ નાચીઝ ગુલામ હાજર રહેવા તૈયાર છે. તેની બેમિસાલ ખુબસુરતીથી આ અદના ઇન્સાન પાગલ બન્યો છે.

૪૪

## તહેનાતની તલબ.

હું પણ ખૂન-માંસનો ઇન્સાન છું. મને પણ તારાં પાક કદમ ચૂમવાની તલબ થાય છે.

તારી રોશન ચશ્મોનું નૂર મારા બદનની જલનને વધારે છે.

ખુબસુરત પરી ! તહેનાતમાં રહેવાને રજા આપ.

૪૫

## દાસની ભેટ.

આજે તો તારે માટે તારો દાસ ઇશ્કનો શરાબ લાવ્યો છે અને વસંતના કટોરામાં ઉભરાતું યૌવન છલોછલ ભરી અહીં આવ્યો છે. ઇચ્છા હોય તો તારે ચરણે અર્પણ કરે.

૪૬

## હજીએ ખરાબ કરવો છે ?

તારાં નૈનાંની આગે મારા હૈયામાં હોળી પ્રકટાવી છે;

–મને ધીમે ધીમે હૈયાસૂનો બનાવ્યો છે.

હા ! હજીએ તારે મને ખરાબ કરવો છે ?

૪૭

## પિપાસા.

સારા સંસારમાં મારી ઘેલછા ચર્ચાઇ રહી છે, છતાં હું તો મારાં આતુર નૈનાંની પિપાસા છિપાતાં સુધી તારા સામું જોયાંજ કરીશ.

બધાં શું કહેશે તેની મને કયાં દરકાર છે ?

૪૮

## જ્વાળામુખી.

ચાલો, જ્વાળામુખી ફાટયો છે !

એના ધગધગતા લાવામાં સઘળું ભસ્મ થશે અને એ દટંતરમાં આ દુઃખી હૃદયના આર્તનાદ શમી જશે !

૪૯

## નિષ્ઠુર જોગણ.

જોગણ,

તારાં ગીત વડે તેં મારૂં હૈયું હચમચાવી નાખ્યું છે, ને તારી ઝોળીમાં મારા જીવનની મીઠાશને સંકેલી લીધી છે.

આમ કર્યાં છતાંય તું અહિંથી ખસતી નથી, અને ઉંડુ ઉંડુ ગુંજ્યાં કરે છે.

અરેરે ! તારે મારૂં સર્વસ્વ હરવું છે ?

તારે મારૂં સર્વસ્વ હરવું છે ?

૫૦

## પિશાચિની.

પિશાચિની !

મારૂં હૃદય લુંટી લઇ તેં મને સાવ ભિખારી બનાવ્યો છે.

—અને તું હસે છે? નિષ્ઠુર !—હસે છે?

× × ×

અરેરે! હું ભિખારી બન્યો છું!

૫૧

## કોનું શરણ લઇશ?

જો જગત મને દિવાનો કહેતું હોય તો તે તારેજ માટે છે. તારામાંજ મેં મારી સર્વ પ્રવૃત્તિઓ આરોપી છે.

છતાં, જગતની માફક તું પણ મને દિવાનો કહીને તરછોડશે તો હું કોનું શરણ લઇશ?

મારી શી દશા થશે?

૫૨

## શહનશાહી.

તું કહેતી હતી કે "શહનશાહી શહીદીમાં છે;" તો આજે હું શહીદ બન્યો છું, અને જીગરની જીદ છોડી તારી સામે ખડો થયો છું.

૫૩

## વિચાર કરી જો!

વારંવાર તું મને તિરસ્કારીશ એટલે શું હું પાછો ફરીશ? રોષભર્યો શું હું પાછો ફરીશ?

હું શું પાછો ફરીશ ?

ફરી ફરી વિચાર કરી જો !

૫૪

## ઝાલીમ.

ઝાલીમ !

દિલની આતશ બુઝાવ વ કત્લ કર.

તારાં નૈનાંની આગે મારા હૈયામાં હોળી સળગાવી છે. મને ધીમે ધીમે હૈયાસૂનો બનાવ્યો છે.

શો ઇરાદો છે ? હજીયે તારે મને ખરાબ કરવો છે ?

૫૫

## ઘવાએલું દિલ.

હવે કશુંજ કહેવાનું નથી.

લોહીથી નીતરતે હૃદયે એ બધા ઘાવ સહન કરીશ અને મૂગો મૂગો બેસી રહીશ.

મારે કશુંજ કહેવું નથી.

ભાવનાનો ભભકભર્યો ચિતાર ખડો કરી તને રીઝવવાને હું અસમર્થ છું.

ઝણાં પર તારૂં નામ લેતાં મરીશ. તારી ખુશામદ તો નહિંજ કરૂં.

૫૯

## બેકદર !

આવી ભયાનક રાત્રિએ મારી એકની એક કિશ્તી ભરદરિયે ઝંપલાવવા તૈયાર થયો, ત્યારે છેલ્લીજ ઘડીએ તું રીસાઇ બેઠી.

બેકદર! તારા બેવફા દીલને એકવાર ફરીથી પૂછી જો !

૬૦

## ભરદરિયે કિશ્તી.

ભવસાગરના ઘરડા ખલાસીઓએ મને બહુ બહુ શિખામણો આપી હતી.

" જવા દે જુવાન ! " તેમણે કહ્યું, " આ તુફાની સાગરમાં તારી કિશ્તી જોખમાશે અને પેલે પાર નહિં પહોંચાય. "

મેં તેમની શિખામણ નહોતી માની.

અય પરસ્તાની પંખી ! મેં તેમની શિખામણ નહોતી માની અને તારીજ ખાતર ભરદરિયે કિશ્તી ઝંપલાવવા હું તૈયાર થયો.

—પણ તારી સમીપ એ બધી નકામી છે !

૬૧

## –તો શી દશા ?

બાબત સમજાતી હોય, છતાં દીલ ખોલાતું ન હોય, અને હૈયું મુઝાતું હોય, તો, શી દશા ?

૬૨

## જાુઠ્ઠી !

બસ.–ખલાસ ! રમી ચૂકયો !!

–જોઇ લીધું કે તારી સાથેની મહોબ્બતમાં શી મીઠાશ છે !

જાુઠ્ઠી !

મારૂં જીવન આમ ખતમ થયું પણ મારી આશાઓની ચિતામાંથી અનેક નવજુવાનોને શીખવાનું મળશે.

તારી સાથે ઇશ્કના દાવ ખેલતાં સૌએ બે ઘડી થંભી જશે અને વિચાર કરશે.

૬૩

## એકલડી નૌકા.

ખુલ્લા સઢ હોડી મેં હંકારી મૂકી.

આ અફાટ દરિઆવમાં અમારી નૌકા એકલડી બની.

૨

## દીનયાચના.

રે! અમૃતની તો આશા નથી, પણ વિષ તો સુખથી પીવા દે! સંસારમાં મારે માટે સુખ નથી તો વગર રીબ્યે મરવા તો દે!

૩

## પલટો.

અરેરે! જ્યારથી તારે દ્વારે મેં તારા નામની ટેલ નાખી ત્યારથીજ મારા સુખી જીવનનો ઇતિહાસ પલટાયો છે.

૪

## ફિટ્કાર.

[૧] ધિક્કાર! શત શત ફિટ્કાર!! × × આ....મ,

—કોઇ ખીલતા જોબન જેવી માશુકને મળવાનું મૂકી તારાં યુગપુરાણુ કદમ ચુમવાને હું નીચો નમ્યો, ત્યારે તેં લાત મારી.

—નિષ્ઠુર! તેં મને ધૂતકારી કહાડયો!

—ધિક્કાર!

---

[૧] तदार्पिताखिलाचारः सन् कामक्रोधाभिमानादिकं तस्मिन्नेव करणीयम् ।

પ્રભુમાંજ સર્વ કર્મો અર્પીને (ભક્તે) કામ ક્રોધ અભિમાન વિ. તેના પ્રતિજ કરવાં. ના. ભ. સૂ. ૬૪

# જ્વાળા.

તમે કરશો કે જફા મ્હારી વફાને બદલે
કહોને, અય સનમ! હું પ્યાર કરૂં કે ન કરૂં?

× × ×

ખૂતો બેકદ્ર છે: લાખોને કર્યાં છે પામાલ
દિલ હું આપીને ઇતબાર કરૂં કે ન કરૂં?

× × ×

મ્હારૂં દિલ છીનવી, ના કહે છે આપવા પાછું:
તોછડું લાગશે, તકરાર કરૂં કે ન કરૂં?

અમૃત. કે. નાયક.



## નાગણ.

નાગણ જેવી ઝેરીલી તારી પ્રકૃતિને પિછાનું છું. મારા દુઃખમાં દટાએલો હું જગતના એક ખૂણે જ્યાં જરા જંપીને બેસું છું, કે તારી ફણા ફેલાય છે, તારો ફુંફવાટ શરૂ થાય છે.

અરે, રે! મેં તારૂં શું બગાડયું છે?

૮

## ઝંખના.

સહનશીલતા મારાં ગાનથી કંટાળી છે ને વિદ્વત્તા તો એ ગાન સુણી બા’વરી બની છે.

જગત હવે મને ચૂપ રહેવા સૂચવે છે.

અફસોસ !

હું શું કરૂં ? મારૂં હૃદય તો તનેજ ઝંખે છે.

૯

## પ્રશ્ન.

સબુર !

–તારા માટે જીવનમાં મેં શું શું નથી કર્યું ? અને આમ છતાં યે તેં બોલવા જેવું શું રાખ્યું છે ?

બોલ, શું જવાબ દે છે ?

૧૦

## મુંઝવણ.

તારા સનાતન સંદેશ હું સમજી શક્યો નથી અને અક્ષરલેખ ઉકેલી શક્યો નથી.

વિયોગની જ્વાળામાં હું તેથીજ ઝંપલાઉં છું અને જીવનના સુખને જલાવી દઉં છું.

તારા દિવ્ય સંદેશ ક્યારે સમજાશે ?

૫

## એકજ આલાપ—

મધુવનની બંસી સમાન તારાં મીઠાં ગાનથી લોભાઇ મેં સઘળું પડતું મૂકયું અને તારાંજ ગાન સાંભળવા દોડી આવ્યો ત્યારે તું મૂગી બની.

અરે ! એક આલાપ તો થવા દે !

૬

## દુરંગી દુનિયા.

દુરંગી દુનિયા !

આજ સુધી મેં તારી સાથે પ્યાર કર્યો અને પડતા સખુન ઝીલ્યા.

હવે હું છુટો થાઉં છું.

અરેરે ! તારા એ સ્વર્ણપન્જરમાં મારા જેવાં કેટલાંયે પંખેરૂ પુરાયાં હશે !

૭

## મારાં ગીત.

જ્યારે મૃત્યુનાં ઢોલ વાગશે ત્યારે મારાં ગીત ઓની મેળેજ એ મહાનાદમાં બંધ થશે.

અત્યારથીજ મારાં ગીત બંધ કરાવવાની તમને એવી શી તાલાવેલી લાગી છે, કે કન્યવી કાયદાનાં દફતર ઉથામો છો અને મને પીડો છો !

જ્યાં સુધી મારા હૃદયમાં એક પણ ધબકારો ચાલુ રહેશે, ત્યાં સુધી મારાં ગાન સમસ્ત વિશ્વને ધ્રૂજાવી મૂકશે.

૧૩

## નિષ્ઠુર !

અરે રે ! બુઢ્ઢા ભક્તો કહેતા કે "તું તો દયાળુ છે !" પરંતુ, માનિનિ ! મારા ચિરાતા જીગર ને નિષ્ઠુરતા સિવાય તારામાં કશુંજ નથી સમજાતું.

નિષ્ઠુર ! તારી ઝંખનામાં દિનપ્રતિદિન મારૂં હૃદય ચિરાતું ચાલ્યું છે !

તને તે શું કહેવું ?

૧૪

## નિરાશાના સંદેશા.

દૂ....ર, દૂ....રથી નિરાશા સંદેશા લાવે છે કે, "હજીયે તારાં મૌન તૂટયાં નથી."

અરેરે ! તેં શું કરવા ધાર્યું છે ?

૧૫

## તું

સૌન્દર્યના બુરખામાં છુપાતી સન્ધ્યા વિસ્મિત નજરે તને નિહાળતી શરમાય છે.

૧૧

## મીઠાશ.

જેણે જેણે તારા મંત્રો સમજાવાનો પ્રયત્ન કર્યો છે, તેઓને ઘેલછા લાગી છે, અને જગતનું ભાન ભૂલ્યા છે.

હું પણ આજથી તારા મંત્રો સમજવાનો પ્રયત્ન કરૂં છું. સમસ્ત બ્રહ્માંડનું ભાન ભૂલી મારે તારાજ ચરણમાં વિલસવું છે.

અહો ! તારા માટે ઘેલા બનવું એમાં પણ કેટલી મીઠાશ !

૧૨

## [1]ગાનપ્રાબલ્ય.

જ્યાં સુધી આકાશના તારાઓમાં એક પણ પલકારો થયાં કરશે,

જ્યાં સુધી સાગરનાં જળ એક પણ પળ ડોલ્યાં કરશે,

[1] સ્વરચિહ્ન દોલન સૂચક છે. આ મુક્તક સ્વરભાર પૂર્વક ન વાંચતાં અન્યથા વાંચવાથી સહજ જ પ્રાણહીન બને.

જ્યાં સુધી મારા હૃદયમાં એક પણ ધબકારો ચાલુ રહેશે, ત્યાં સુધી મારાં ગાન સમસ્ત વિશ્વને ધ્રૂજાવી મૂકશે.

૧૩

## નિષ્ઠુર !

અરે રે ! બુઢ્ઢા ભક્તો કહેતા કે "તું તો દયાળુ છે !" પરંતુ, માનિનિ ! મારા ચિરાતા જીગરને નિષ્ઠુરતા સિવાય તારામાં કશુંજ નથી સમજાતું.

નિષ્ઠુર ! તારી ઝંખનામાં દિનપ્રતિદિન મારૂં હૃદય ચિરાતું ચાલ્યું છે !

તને તે શું કહેવું ?

૧૪

## નિરાશાના સંદેશા.

દૂ....ર, દૂ....રથી નિરાશા સંદેશા લાવે છે કે, "હજીયે તારાં મૌન તૂટયાં નથી."

અરેરે ! તેં શું કરવા ધાર્યું છે ?

૧૫

## તું

સૌન્દર્યના બુરખામાં છુપાતી સન્ધ્યા વિસ્મિત નજરે તને નિહાળતી શરમાય છે.

દૂ....ર મહાસાગરમાં સમાતો સોનેરી સુરજ તને જોવા સ્હેજ સ્થંભી જાય છે.

રૂપાના કળશવાળી અને રૂપેરી પુષ્પની છાબ ભરી આવતી શાન્તિમય નિશાનાં ઝાંઝર દૂ....ર ઉંડાણમાંથી ઝમકે છે.

તારૂં સ્વાગત કરવા સર્વ કોઇ આતુર છે!

૧૬

## એમાં મારો શો દોષ?

એમાં મારો શો દોષ?

કહે! એમાં મારો શો દોષ?

√પહેલાં મારૂં હૃદય શાન્ત હતું. પરંતુ, માનિનિ! જે દિવસથી તેં એ રસગીતા ગાઇ, ત્યારથી મારામાં કંઇ કંઇ તોફાનો મચવા માંડયાં.

મારી દૃઢતામય શાન્તિ ધ્રૂજી ઉઠી, અને મોહનામાર્યાં અંતે મેં આશાના ઉંડાણમાં ઝંપલાવ્યું.

રે આશાના ઉંડાણમાં ઝંપલાવ્યું!

૧૭

## ખના.

આશાના તરંગી પરપોટા રંગબેરંગી બનતા અને ફુટતા. પ્રયત્નના આવેશમય પડઘા દૂર પ્રદેશમાં

પડતા અને સમાતા અને આવેશમય જીવન આગળ ધસતું અને પાછળ પડતું. છતાં તારી ઝંખના તો દમબદમ ચાલુજ રહેતી !

૧૮

## સીમાપ્રદેશ.

એ પ્રદેશમાં શાન્તિ અને અશાન્તિની સીમાઓ સંધાતી હતી.

પ્રકાશ અને અંધારનાં પૂર ત્યાંથીજ ઉભરાતાં હતાં.

હર્ષ અને શોકના ધ્વનિ એ સ્થળેથીજ ઉઠતા હતા.

જીવનપ્રવાહમાં તરંગિત બનતી મારી વૃત્તિઓ પણ આશા અને નિરાશાની એજ ઉદયભૂમિમાં અસ્ત પામી.

૧૯

## કવિતા.

એ સીમાપ્રદેશમાં કલ્પના અને હૃદય મળતાં અને જીવનના તારપર અનુભવની આંગુલિ થડકાવતાં ઉંડું ઉંડું ગાતાં.

ઘેલાં માનવોએ એવાં ગીતને કવિતા કહી.

કવિઓએ એમાં અંતરની વેદના અનુભવી.

૨૦

## અનંતસુંદરિ !

મને શું માલુમ કે જગતનો જાદુ તારામાંજ ઝબકે છે? હું શું જાણું કે પ્રકાશનાં પૂર તારામાંથીજ સ્ફુરે છે!

ક્યાંથી ખબર કે વિશ્વનાં સત્ત્વો તારી આજ્ઞાનેજ અવલંબે છે?

અનંતસુંદરિ!

તારા મંત્રદંડથી તેં તો સમસ્ત વિશ્વને વશ કર્યું છે!

—અરેરે! આજ સુધી હું ભૂલમાંજ ભટક્યો!

૨૧

## રે બેવફા!

પૂર્ણિમાના પ્રફુલ્લચંદ્ર સમાન જીવનકમળને જેણે એકજ ક્ષણમાં બીડાવી દઇ તું ભ્રમરીને હૈયામાં ધારણ કરી ત્યારે મધુમીઠા હૃદયરસને ન પીતાં તેના હૈયાને કોરવા તું તૈયાર થઇ છે?

રે, બેવફા! વિચાર કરી જો!

૨૨

## મીઠાં સ્વપ્નો.

કાંઇ કાંઇ મધુર સ્વપ્નોમાં મન મશગુલ હતું અને આનંદમાં આત્મા ડોલતો હતો.

પણ એકાએક નેત્ર ખુલ્યાં અને એ રસસૃષ્ટિ સંકેલાઇ ગઈ! કેવું મીઠું સ્વપ્ન ! કેવી રમણિય પળો !

૨૩

## બ્હાવરો.

બ્હાવરાની જેમ મેં આમ તેમ જોયું.

દૂર સરિતા અટ્ટહાસ્ય કરતી ઉભરાતી હતી અને કિનારા પરનાં વૃક્ષો ઝુકી ઝુકી તેને નમન કરી રહ્યાં હતાં. હું એ નિરવધિ જગતમાં લીન થતો સ્થંભીજ ગયો !

૨૪

## સારંગીવાળો.

સારંગીવાળા ! તેં તો મને ઘેલો બનાવી મૂકયો.

એ કરૂણ તારને છેડતી તારી અંગુલિઓ તો મારા જીવનના તાર ધ્રૂજાવી મૂકયા છે. હૃદય ફાટું ફાટું થાય છે.

શયતાન ! તારાં એ ગીત બંધ કર !

૨૫

## બેકદર.

અય, બેકદર !

ઉંઘ વિનાની રાત્રિઓ મેં તારા ધ્યાનમાંજ ગાળી છે. નિમિષ વિનાનાં નયન મેં તારી વાટ જોવામાંજ પ્રેર્યાં છે.

—અને ખાંડાની ધારે અનેક ઉપવાસો મેં તનેજ મળવાને કીધા છે. છતાં નિરાશાનો પ્યાલો તો મારેજ પીવો પડયો છે !

૨૬

## વિયોગી ચેહ.

એ વિયોગી ચેહના તડતડાટમાં વિજયનો ધ્વનિ હતો. એમાં અનંત આશા અને અખંડ શ્રદ્ધા તણખતાં હતાં.

વિયોગની ભભૂકતી ચેહને બુઝવવા કોઇ પણ પ્રકારની શક્તિ સમર્થ ન હતી !

૨૭

## ભસ્મનિષ્ઠ.

સ્વર્ગની કલ્પના સમાન આ સુંદર જીવનને વિયોગની જ્વાળામાં મેં હોમી દીધું છે. સનમની શોધમાં જીવનની મઝા જલાવી દીધી છે.

હવે હું ભસ્મનિષ્ઠ બન્યો છું.

"ફ્ના-ફ્લ્લિાહ !" [૧]

---

[૧] ફ્ના-ફ્લ્લિાહ: પ્રભુમાં સર્વ સમર્પણ.

"હું" અને "મારૂં"-એ નાશ થયા પછીની દશા. "સાફી" દશાનું એ લક્ષણ છે "સાફી" – બ્રહ્મનિષ્ઠ–સામાન્ય મનુષ્યથી પર છે. સામાન્ય મનુષ્યને દેહાભિમાન હોય છેજ.

'अहंममाभिमानलक्षणोपेतो मनुष्य :'

"હું" અને "મારૂં" એવા અભિમાન રૂપ લક્ષણવાળો તે મનુષ્ય

૨૮

## મંત્રજ્વાળા.

એ ભસ્મરાશિમાંથી ફરીને ઉઠતા "અઘોરમંત્ર"થી ગગનનો ગુંબજ ગાજતો અને ચિતાની જ્વાળા જેવાં ભડકતાં અનેક વિયોગી હૈયાં ખાક બનતાં.

જાણે વિશ્વનો પ્રલય કરવાને દાવાનળ પ્રકટી ઉઠ્યો હોયની !

એ મંત્રજ્વાળાથી જગત બધું સીઝાતું અને મુંઝાતું !

૨૯

## ભયાનક સ્વપ્ન.

ઘણુંજ ભયાનક સ્વપ્ન !

–ધ્રૂજવા લાગી ધરતી અને ધડાકો થયો.

આકાશમાં અંધાર છવાયાં અને જ્વાળાઓએ દિશાઓ ઘેરી.

નાગણોની સળકતી જીભ્હાઓ સમાન અગ્નિ-શિખાઓએ ચોદિશ ચમકવા માંડયું.

એ પ્રલયાગ્નિમાં સમસ્ત વિશ્વના સૌન્દર્યને ક્ષણભર ભસ્મ થતાં જોયું–અને હું જાગ્યો !

હૃદય હજીયે થડકે છે !–કંપે છે !!

૩૦

## નિષ્ફળ કલા.

શિલ્પિઓ અને ચિતારાઓ !

પ્રિયાને માટે તલસતા આ જીગરમાં ઉભરાતા ભાવ તમારાં ટાંકણાં અને રંગમય પીંછીઓ નહિંજ ઉતારી શકે ?

ક્યાં ગઇ તમારી કલા ? ક્યાં છે તમારી ચતુરાઇ ?

૩૧

## વિરહઘેલી–

સાંભળો સરિતાઓ, તમારી સમીપ મારી બંસીના બે મધુરા સૂર બજાવી લઉં.

પછી પળજો તમારા પ્રીતમના પંથે સુખેથી.

વિરહઘેલી વનિતાઓ ! થોભો.

સાગરરાજને મળવા ધસતાં તમારાં હૈયાંને મારાં વિરહગીત મીઠાં લાગશે.

–કદાચ મીઠાં લાગશે.

થોભો !

૩૨

## ક્ષમાની સરિતાઓ.

મેં તો ક્ષમાની સરિતાઓ વહેતી મૂકી છે, જેમાંથી જગતના ગુન્હાઓ વહી જશે અને મારા તલસતા જીગરને તારાં ગાન ગાવાનો પુરતો વખત મળશે.

૩૩

## વિરહસંગીત.

મને તેઓ કહેતા કે હવે તારાં વિરહસંગીત બંધ કર. તારાં ગીતથી સમસ્ત વિશ્વ આંસુ રેલે છે.

સર્વત્ર....ત્રાસ વરતાય છે.

–તેમાં હું શું કરૂં? મારે તો મારૂં હૃદય ખાલી કરવું છે.

૩૪

## હુંજ મુરખો.

હા! હુંજ મુરખો કે તારા અનંત સ્વરૂપની પ્રતિકૃતિને મેં મારા માનવ હૃદયમાં ઉતારવા યત્ન કર્યો!

–ને તારી જળહળતી પ્રતિમા સામે મીટ માંડી આનંદ લેવા આતુર બન્યો!

૩૫

## કોને પૂછું ?

દૂર, દૂરથી હાંફતી આવતી સરિતાઓ તારા સમાચાર આપ્યા વિના સાગરની ધૂનમાં રેલી જાય છે.

પ્રભાતનાં પંખેરૂ પાંખો ફફડાવી ઉંચે ઉંચે ઉડયાં કરે છે.

—અને તરૂવરો ઝુકી ઝુકી અટ્ટહાસ્ય કરે છે.

—અહો ! તારા સમાચાર કોને પૂછું ?

૩૬

## પ્રેમી.

હતો એક પ્રેમી, જેને જગત ઘેલો માનતું. ભડભડતી ચિતામાંથી તણખતી ચીનગારીઓ તરફ તે જોતો અને રોતો.

જ્યારે એ આહ નાખતો ત્યારે માનવોનાં હ્રદય કંપતાં અને હૈયામાં હોળી સળગતી.

એના અવાજમાંથી કોઇ એવી ઉંડી વેદના ધ્રૂજી ઉઠતી કે તે સાંભળી કોમળ કાળજાં ફફડી ઉઠતાં અને અંતર વલોવાતું.

એ ફના-દિલ સુફીના ભડકતા જીગરને બુઝવવાનો માનવજગતમાં એક્કેય ઉપાય ન હતો !

—એક્કેય ઇલાજ ન હતો !!

૩૭

## વિયોગનાં તીર.

એ વિયોગનાં તીર તો કલેજાંને ચીરી જીગરને જલાવતાં છતાં, આપની યાદી રૂપ હોવાથી, દિલનાં દર્દ સમાવે છે, જીવન ટકાવે છે!

પ્યારાંઓ,

એ તીરને ખેંચી કહાડી હૈયાનો ઘા રૂઝવવા જશો તો પ્રિયાની યાદીનો અભાવ મારા પ્રાણ તત્કાળ લેશે.

મારા પર એવી દયા કરતા ના!

૩૮

## ✓આશાનાં રૂદન.

આશા! આશા!

અરેરે! જો તું ધ્રૂસકાં ભરી આમ રોવાનું ચાલુ રાખશે તો તારાં કલ્પનામય નેત્રો ઝંખવાશે, ઉત્કંઠામય કંઠ રૂંધાશે અને અંતરનો ઉલ્લાસ ઉડી જતાં તારૂં કોમળ હૈયું કરમાશે.

✓શીદ, સખી! આમ ઓઝું લાવી ધ્રૂસકે ધ્રૂસકે રૂવે છે?

૩૯

## પનિહારી.

પનિહારી!

અમૃત ઝરણનાં મીઠાં જળ લાવ–મારે માટે લાવ. બદલામાં, ઘેલી ! જોઇએ તો જીગર લે–સર્વસ્વ લે !

૪૦

## ઝોબાતું જીવન.

હા ! ઝોબાય છે !

–મારૂં જીવન ઝોબાય છે.

અરેરે ! તારી અધરસુધા પી મારા પ્રાણ કયારે ફોરશે ?

૪૧

## હવે તો–

હવે તો એક પતંગની પેરે મારે એ અનંત-જ્યોતિમાં ખાક થવું છે,

અંધારની માફક આકાશની અવિચ્છિન્નતામાં સમાવું છે. બંસીના સૂરની માફક પવનની પાંખો પર બેસી જગતના દૂર દૂરના પ્રદેશમાં ઉતરી પડવું છે !

૪૨

## મસ્તદીલ.

શું હું સારી આલમનો શહેનશાહ નથી કે મારે તારી તહેનાતમાં ખડા થવું ?

શું હું અલખનિરંજન યોગી નથી કે મારે તારા સૌન્દર્યમાં લોભાવું ?

૪૩

## પ્રપંચી.

પ્રપંચી !

તેં મને છેતર્યો છે.

માનવની આશા સમાન તું અપ્સરાની જ્યારે મેં ઝાંખી કરી ત્યારે હું સ્વપ્નસ્થ દશામાં હતો.

જીવનની જ્યોતિ સમાન તારી ઝળહળતી આકૃતિ મેં જ્યારથી જોઈ, ત્યારથી હું અંજાયો હતો.

મસ્ત માનવોને મુખે જ્યારથી તારાં વખાણ સાંભળ્યાં ત્યારથી તારી ઝંખનામાં આયુઃશેષ ગાળતો આવ્યો છું.

અરેરે ! તેં મને છેતર્યો છે.

૪૪

## જડતાના અવરોધ.

કોટિ કોટિ સૂર્યનું તેજ મારામાં ભરેલું છે, છતાં અંધારના ઉભરા કેમ આવતા હશે વારૂ ?

અણુએ અણુમાં ચેતનની ચીનગારીઓ ભભૂકે છે, છતાં એ અગમ્ય સ્ફુરણામાં જડતાના અવરોધ શાથી થતા હશે વારૂ ?

૪૫

## અમારો ભેખ.

અમને જોઈ તમે ખાખ ચોળશો તો સંસારી જંજાળ તમારી સાથે આવશે.

અમને તો વિરહનાં તીર ભોંકાયાં છે.

અમારો ભેખ અટપટો છે !

૪૬

## છેલ્લી સફર.

આશાના સમુદ્રમાં આ છેલ્લી સફર છે. પ્રવૃત્તિનો પવન પ્રતિકૂળ નથી. નાવિક અને નૌકા નબળાં નથી. શાન્તિના સઢ ચઢાવ્યા છે.

કદાચ પેલે પાર પહોંચીએ પણ ખરા.

ઇશ્કના બંદાને આફત કેવી ?

૪૭

## બુઝર્ગ દરવિશ !

બુઝર્ગ દરવિશ ! તમને એ મળી કે ના મળી ?

કે પછી, પ્રિયાના પાક પંથમાં નિગાહ કરતાં કરતાં અફીણમય નિરાશા તમેયે સેવી ?

બોલો–બોલો !

૫૧

## ભવાટવીમાં ભૂલ્યો પ્રવાસી.

ચોતરફ વેર અને વે'મનાં વાદળ ચઢી આવ્યાં છે. ચારે બાજુએથી અનાદર અને તિરસ્કારનાં તોફાન ભભૂકે છે.

ભવાટવીમાં ભૂલ્યા આ પ્રવાસીને તારાં ચરણનું શરણ હા ! ક્યાં મળશે ?

૫૨

## ભક્ત અને કવિ.

તર્કને તરછોડી હવે તો હું શ્રદ્ધાને શરણે જાઉં છું. અકલ્પ્ય ચરિત્રને હું ભક્તિના ભાવોથી આલેખું છું.

કવિ બિચારો કલ્પનાની પીંછીથી ભક્તહૃદયમાં ઘૂમાતા ભાવો સ્પષ્ટચિત્રમાં કેવી રીતે આલેખી શકે ?

૫૩

## મારી નિર્બળતા.

બુદ્ધિ ઉપર હૃદયનો કાબુ નથી, નિશ્ચય ઉપર સંયમની સત્તા નથી, આવેશના અટકાવ માટે ઉપાય નથી,—આવા મહા પ્રવાહ સામે નિર્બળતા ક્યાં સુધી ટકશે ?

૫૪

## અર્ધ્યપાદ્ય પૂજા કોની કરૂં ?

મારી છાબમાંની કળીયો ખીલી અને કરમાઇ, છીપંમાંનું ચંદન ઠર્યું અને સુકાયું, શીતળ જળની ઝારી ઉની પણ થઇ ગઇ. છતાં, તું તો નજ આવી !

અરેરે ! અર્ધ્યપાદ્ય પૂજા કોની કરૂં ?

૫૫

## આ બધું શું અને શાથી ?

જ્યાં સૌન્દર્ય છે ત્યાં ભોક્તા નથી અને જ્યાં શાન્તિ છે ત્યાં સ્થિરતા નથી.

ભયંકરતામાં ભવ્યતા જોતાં માનવહૃદય કંપે છે.

–અને અદ્‌ભૂત દ્દશ્યથી અંજાઇ ચમત્કારને સર્વ પૂજે છે.

જ્યાં રસ છે ત્યાં સ્ખલન છે.

દુઃખમાં પણ સુખની આશા ઉભરાય છે. મને નથી સમજાતું કે આ બધું શું અને શાથી છે ?

૫૬

## ક્ષણિકતા.

ગઈ કાલેજ એ સુખના ફુવારા સમીપ આશાનો મોર નાચી રહ્યો હતો.

ગઈ કાલેજ એ કિરણમંડપમાં ચેતનના પ્રવાહ ઉભરાતા હતા.

—એ બધું ક્યાં ગયું ?

૫૭

## ઘટમાળ.

એતો સાગરનાં જળ ડોલ્યા કરવાનાં, ચાંદા સુરજ ઉગવાના અને આથમવાના, યૌવનનાં પૂર ઉભરાવાનાં અને ઠલવાવાનાં.

જીવન અને મૃત્યું ?

શું શોચો છો ?—ઘટમાળ તો ભરાએ ખરી અને ઠલવાએ ખરી.—શું પૂછો છો ?

૫૮

## ખલાસી !

જ્યાં સુધી સુકાન નહોતું તૂટ્યું ત્યાં સુધી તો કિનારે પહોંચવાની આશા હતી.

પણ સુકાન તો તૂટ્યું છે, સમુદ્ર તોફાની છે અને નૌકા વમળે ચઢી છે.

ખલાસી ! હવે શોક શાને કરે છે ?

૫૯

## શું કરું ?

શું કરું ?

હૃદયના ભાવ આલેખવાને શબ્દ નથી. દિલની દાઝ હોલવવાને શાન્તિ નથી.

મને હૃદય છે પણ હું કવિ નથી.

મને કાંઇક થાય છે પણ સુઝ પડતી નથી !

૬૦

## ચરણરજ ચૂમવા દે !

અરેરે ! એકજ વખત જો તારી ચરણરજ મને ચૂમવા દે તો આ આશામય જીવનને એકજ ક્ષણમાં સંકેલી લઇ વિરામ પામું.

બસ, એકજ વખત ચરણરજ ચૂમવા દે !

૬૧

## તારૂં મૌન.

તારા મુખચન્દ્રે મારા સાગરહૃદયમાં ભરતીઓટ મચાવ્યાં અને તારા જાદુએ મારા જીગરને અધીરૂં બનાવ્યું.

છેવટે સંસાર છોડી હું સાધુ થયો.

છતાંયે તારાં મૌન ખૂટતાં નથી !

૬૨

## તું કયારે મળશે ?

શ્રદ્ધા, એ અનંત આશા છે. જીવન, એ આશાને અવલંબતુ સ્ફુરણામય ચેતન છે. પ્રયત્ન, એ

જીવનનો સ્વભાવ છે. પ્રવૃત્તિ, એ પ્રયત્નનું નિમિત્ત છે. સુખદુઃખ એ પ્રયત્નશીલ જીવનની ભૂમિકા છે :

—અને તારાં ચરણનું શરણ એ તો શ્રદ્ધામય, આશારંગી, પ્રયત્નશીલ જીવનની પ્રગતિનું અંતિમ લક્ષ્ય છે.

જીવનદેવિ ! તું ક્યારે મળશે ?

૬૩

## દેવિ !

દેવિ !

માનવના હૃદયમાં તો ઉચ્ચ નીચનો ભેદ ભર્યો છે અને સૃષ્ટિનાં સત્વોએ તો સત્તાનું સામ્રાજ્ય સ્વીકાર્યું છે.

પરંતુ તારા દરબારમાં તો ચંદ્રિકાનાં ઝરણ, કિરણના ઓઘ અને પ્રણયના પ્રવાહ નાના અને મોટા સર્વને માટે સરખા વહે છે.

—હું જાણું છું કે સરખા વહે છે !

૬૪

## માશૂકના રાહ.

બુઢ્ઢા સૂફીઓ કહેતા કે માશૂકના રાહમાં મોતના સોદા છે.

જીગરનું જોર હોય તેજ ઝખમની વેદના જીરવી શકે.

ભક્તજનો ગાતા કે ભક્તિના મારગ તો શૂરા માટે છે, એમાં તો શિર તણાં સાટાં છેઃ—એ વાટયો તો વસમી છે !

ભલે, ગમે તેમ હોય! માશુકનું નામ લેતાં ઝબ્હુ થવું એમાંયે ઓર મીઠાશ છે !

૬૫

## મંજૂરે નઝર.

સુલ્તાના,

તારો ગુલામ જીવનનાં ગાન નઝર કરે છે અને ફરમાનની રાહ જોતો ઝુકી રહ્યો છે !
મંજૂરે નજર ! રહમ કર, રહમ કર !

---

"આશક આ પડયો બેહોશઃ મરી જાએ હિજરાઇઃ
આ ફેરહાદની કબરે નથી શિરીન સૂવાની!"

× × ×

"જફાને, ને સનમને, ને સનમની ક્રૂરતાને, ને
જહાંને આપતા જાશું સલામી આંસુની છેલ્લે!" —કલાપી—



# વિભૂતિ.

હજારો **ઓલિયા** **મુર્શિદ** ગયા **માશૂકમાં** ડૂબી:
ન ડૂબ્યા તે મુવા: એવી કલામો સખ્ત ગાઇ છે!

અમૃત. કે. નાયક.

× × ×

"કહા હકને, 'તું કર સિઝ્દા' તો મજનૂંને કહા હકસેઃ-
'મેરા સિઝ્દા હય લયલાંકો ક્યા ઉસ્સેં તું બડા હોગા?
'અગર સૂરત તું લયલાંકી, ખુદારા બનકે આજાવેં
'યે સરતનસેં જુદા કરકે, તેરે આગે ધરા હોગા!
'મુઝે ખ્વાહિશ હય જન્નતકી, ન ખ્વાહિશ હૂર ગિલમાંકી,
'મુઝે ખ્વાહિશ હય લયલાંકી, મેરી લયલાં—મિલા મૌલા.
'તેરા આદેસાં બડા હોગા!'"

"સાગરનું" ગઝલિસ્તાન. (પ્રસ્તાવના)

૧.

## માશૂક વિનાનું બેહિસ્ત.

ફિરિશ્તાઓ,

તમારા બેહિસ્તમાં ગુલ છે, બુલબુલ છે, આબે રવાન છે, કામિલ પરિયાં છે. બધુંયે છે, પણ- દિલબર નથી!

ત્યાં તેનાં જાદુઇ નૈનાં નથી, બેમિસાલ સૂર નથી, મગરૂર હૈયું નથી.

માશૂક વિનાના બિયાંબાન્ જેવા તમારા એ બેહિશ્તને હું શું કરૂં ?

૨

## તેજ રાહ.

જે રાહે મજનું અને ફરહાદ ગયા છે, તેજ રાહ અમે લીધી છે. તેજ રાહ અમે સ્વીકારી છે કે જે રાહે મન્સુર અને ખ્રિસ્ત ઝબ્હ થયા છે.

૩

## અમારા દિલની આગ.

અમારા દિલમાં તેજ આગ ભભૂકે છે, કે જેમાં મીરાંનું વિષ ખાક થઇ અમૃત બન્યું.

અમારા દિલમાં તેજ આગ ભભૂકે છે, કે જેના પ્રતાપે ગોપીનાં દિલ ગોવિન્દ બન્યાં.

૪

## કારમી વેદના.

ઉંડે ઉંડે સળગતા જીગરની આગ કોઇ દિ અનુભવી છે ?

મૂર્ખ ! એવી કારમી વેદનાનો તને અનુભવ કયાંથી ?

૫

## અવધૂત.

આ અવધૂતની આંખમાં અટલ શ્રદ્ધા અને ઉંડી ભાવના ભરેલાં છે.

એની ઇશ્કની ધૂણીના અંગારા કદીયે બુઝાયા નથી.

એણે અડગ રહી આ જંગલમાં વર્ષા, ટાઢ અને તાપ સહન કર્યાં છે. છતાંયે વિશાદની છાયા એના ચહેરા પર જરાએ નથી આવી.

જેમણે જેમણે એ જંગલમાંથી પગવટ રાખી છે તેમણે તો "[1]ઇશ્કની આગમાં ફના થતા એ યોગીને "સનમ"ના ધ્યાનમાં સદાએ મસ્ત રહેતો નિહાળ્યો છે."

૬

## પાસાબાજી.

પાસો ફેંકવો છે ?

ફરી ફરી તારા હૈયાને પૂછી જો.

---

૧ "ઇશ્ક" નો અર્થ અહીં "ઇશ્કે હકીકી" લેવો. "ઇશ્કે મિઝાજી" અને "ઇશ્કે હકીકી" એમ ઇશ્કના બે પ્રકાર છે. મિઝાજી ઇશ્ક પાર્થિવ પ્રેમનો પર્યાય છે. હકીકી ઇશ્ક દિવ્ય પ્રેમના આધ્યાત્મિક અર્થમાં વપરાય છે. હકીકી ઇશ્ક "ઇશ્કે ઇલાહી" પણ કહેવાય છે.

બાજી પલટાશે અને ખુવાર થવાનો પ્રસંગ આવશે.

એક વાર સારા સંસારમાં દાવાનળ સળગી ઉઠશે.

તું નહિં ધારતો હોઉં તે દિશામાંથી જ્વાળામુખી ફાટશે અને તારી નીચેનીજ ધરતી ધડાકાબંધ ધ્રૂજી ઉઠશે.

એક વાર ફરીથી વિચાર કરી જો. જીરવવાની તાકાત છે ?

૭

## એ સુંદર સરોવર !

ગહનતાના આરા ઉપર ઉભો રહી હું એ સુંદર સરોવર જોયાં કરૂં છું, કે જ્યાં આત્માની પાંખડીઓ ફૂટે છે અને ઉર્મિઓની પરંપરા ઉછળતે હૈયે અનંતનાં ગાન ગાય છે.

૮

## આનંદનું પારણું.

દર્શનભૂખ્યાં લોચન આજે આનંદનું પારણું કરશે અને તપસ્વી હૃદય ત્રિભુવનમોહિનીના ગાનમાં ગુંથાશે.

આજે રસનાં પૂર આવશે, અનંતશાન્તિ ઉભરાશે અને વિશ્વની દેવી વિયોગી યોગીની વ્હારે ધાશે

૯

## શરાબ.

એ શરાબ તો હું નથી પીવાનો.

શરાબના ઘેનમાં રખેને મારી આંખો મીંચાય અને મારી સમીપથી સૌન્દર્યનો અંબાર દૂર થાય !

૧૦

## પ્રતિજ્ઞા.

મૂશળધાર વરસાદ પડે છે તેમાં મારે શું ?

હું તો આ નદીની ભેખડ ઉપર ઉભો રહીશ.

ફીણ ભર્યાં મોજાં છોને આવતાં અને પૂરથી કિનારો ભલે તૂટતો.

મને તો માશુકે અહિંજ મળવાનું કહ્યું છે.

પ્રિયાનાં વેણની પૂજા પ્રાણથી કરીશ.

૧૧

## "તું આવી!"

તેજનો અંબાર ઉભરાયો અને અંધારના ગર્ભમાંથી વિશ્વ પ્રકટી ઉઠયું.

ચેતના ગુંજી રહી, કે "તું આવી !"

૧૨

## "તું પ્રકટી!"

એકાએક સૌન્દર્યનો સાગર ઉભરાયો અને તેના રત્નગર્ભમાંથી ભુવનમોહિની ભભૂકી ઉઠી !

નેત્ર અંજાયાં, હૃદય સ્થંભ્યું અને "તું પ્રકટી"!

૧૩

## હું જાગ્યો.

કાળાં વાદળાંથી સુરજનું કોઇ કિરણ ફુટતું હોય, તેમ તારી શ્યામ કીકીમાંથી કિરણના ઓઘ ઉભરાયા,

—અને હું જાગ્યો.

૧૪

## અમીનિધિ.

મેં તો જોયું કે મારી સમીપ અમીનિધિ લ્હેરાં લેતો હતો અને સૌન્દર્યનું પૂર તેમાં ઉભરાતું હતું.

પ્રકૃતિના એ મહાપ્રવાહ સામે ટગર ટગર હું જોઇજ રહ્યો !

૧૫

## સૌન્દર્યનો સાગર.

સૌન્દર્યનો સાગર જ્યાં લ્હેરાં લેતો હોય ત્યાં નેત્રને નવરાશ કેવી ?

રસનાં પૂર જ્યાં વહેતાં હોય ત્યાં હૃદયને પિપાસા કેવી ?

અનાહત ગાન જ્યાં ગુંજતાં હોય ત્યાં આત્માને અશાન્તિ કેવી ?

૧૬

## દિવ્યમૂર્તિ.

કલ્પનાની પાંખો પર આનંદની દિવ્યમૂર્તિ વિરાજી હતી અને તેના શિરપર સ્નેહનો મુકુટ ઝળહળતો હતો.

ગહનગગનમાં ઉડતી એ મહાદેવીને ચરણે મારી વૃત્તિઓ ઢળતી હતી. અને સ્ફુરતા રોમાંચમાંથી ચૈતન્ય ભભૂકતું હતું. ૐ तत्सत्।

૧૭

## તારા...માં.

તારા તેજમાં જગતનાં ફૂલો ખીલી ઉઠયાં.

તારા શ્વાસોચ્છ્વાસમાંથી વિશ્વની શાન્તિ વહેવા લાગી.

તારી આંખના પલકારામાં ઉષા અને પ્રકાશ ઝબકવા લાગ્યાં.

—હું તો જોઇજ રહ્યો !

૧૮

## પ્રેમની ભૂખી.

પ્રેમની ભૂખી પધારે છે, માનવો !
—પ્રેમની ભૂખી પધારે છે.
સ્વાર્થને ચિન્તા સળગાવી મૂકો સૌ
વિશ્વપાવની આવે છે !

૧૯

## ત્રિભુવનમોહિનિ.

તેં જ્યારે કિરણની કંચુકી પહેરી, સૌન્દર્યની સાડી ઓઢી, ત્યારે તો ત્રિભુવનમોહિનિ! તારી ઉષામય પ્રભામાં વિશ્વની વિભૂતિઓ ડોલી અને ખીલી ઉઠી !

૨૦

## પ્રણયદેવી.

અણુખીલી પાંખડીઓ ખીલી ઉઠી.

સૌન્દર્યની સરિતામાં ચેતનનાં પૂર ઉભરાયાં.

દિશાઓમાં ડંકો થયો કે પ્રણયદેવી પધારી છે!

૨૧

## તારી અખંડતા.

ઉષાના સુવર્ણકટોરામાંથી પ્રભાતનાં પૂર છલકાયાં અને વિશ્વની જડતામાં ચેતન ફરફડયું.

મેં તો જોયું કે અણુએ અણુમાંથી તારી અખંડતા ઝબકી રહી છે !

૨૨

## વિશ્વનું નાટય.

તેં જ્યારે તારી તેજોમય કફની પહેરી અલખ જગાવી, ત્યારે અંધારના પડદા ઉઘડયા, પ્રકાશનાં પૂર પથરાયાં, ચેતનની ચીનગારી સળગી, પ્રાણ સ્ફુર્યો અને વિશ્વનું નાટ્ય શરૂ થયું !

૨૩

## આશામય પ્રભાત.

આશામય પ્રભાત ઉગ્યું અને ઉત્સાહની પાંખડીઓ ખીલી ઉઠી.

દિશાએ દિશાએ આનંદગીત ગુંજાવા લાગ્યાં. મેં જોયું તો સૌન્દર્યના ચરણમાં તરંગિત બનતા કો અમૃતમધુરા રસપ્રવાહમાં વિશ્વની વૃત્તિઓ વિલસવા માંડી.

૨૪

## અટકાવશો ના!

મને કોઇ લતાના સુંદર ફૂલ થવું ગમે છે, અને કોઇ વિશાળ સાગરનાં મોજાંમાં સંતાકુકડી રમવાનું મન થાય છે.

મને કોઇ ચમકતા નયનની કીકી થવું ગમે છે અને કોઈ ઉમદા હૃદયમાં ધોધની માફક ઉભરાવું છે.

મને કોઇ નંદનવનના માળી થવું ગમે છે અને હૃદયમાં રસમય ચેતન રેલવવાની ઇચ્છા થાય છે.

માનવો! અનંત યૌવનનાં અનાહત ગીતમાં જીવન ખતમ કરવાની ઉંડી ઇચ્છા છે.

મને કોઇ શાશ્વતસૌન્દર્યમાં ડુબકી મારતાં અટકાવશો ના!

૨૫

## કાં ? જગાવું અલેખ ?

અહો ! તારી પાસે આવવામાં આડંબર કેવો? અને તારા સાનિધ્યમાં ભય શો ? તારા ચરણના શરણમાં અભિમાન શાં ? અને પ્રેમ ત્યાં શરમ કેવી ?

પ્રિયા ! આ મણિનાં મંડિલ અને જરીના જામા છોડી, ભભૂત લગાવી તારા સમીપ ખડો થયો છું.

કાં ? જગાવું અલેખ ?—જગાવું ?

૨૬

## સ્નેહસામ્રાજ્ય.

મારી પાસે સુવર્ણના મુકુટ નથી અને સત્તાના સિંહાસન ઉપર બેસી જગતને ન્યાય આપવાનો હું ઢોંગ પણ કરતો નથી.

મારી મહુલીમાં તો સ્નેહનાં સંગીત ગવાય છે ને જગતની સરળતાનું હસતે મુખે સ્વાગત થાય છે.

મારૂં સામ્રાજ્ય સ્નેહમય છે.

૨૭

## અંજાયલું હ્રદય.

હું આજથી તારાં ગુણગાન કરવાં માંડી વાળું છું, તારા સૌન્દર્યસાગર સામે મારાં નેત્ર બંધ કરૂં છું.

તારા ઝળહળતા તેજમાં અને મનહર ગુણોમાં મારૂં હૃદય અંજાયું છે.

જ્યાં તારા અનંત ગુણોનાં ગાન ખુટવાનાં નથી અને સૌન્દર્યસાગરનું પાન કરતાં સંતોષ મળવાનો નથી, તો પછી સમજીનેજ મૌન ધારણ કરૂં અને નેત્ર મીંચુ તો શું ખોટું ?

૨૮

## સૌંદર્યઘેલો.

રજનિ !

પાડી દે તારા અંધારમય પડદા સૃષ્ટિના સૌંદર્ય પર. એ સૌન્દર્યે તો મને ઘેલો બનાવી મૂકયો.

હવે તો મારે જીગરની શૂન્યતાને આંસુથી ધોવી છે !

૨૯

## સંસારના લોકોને !

સંસારના લોકો, સાંભળો :

જેણે જેણે એના સૌન્દર્યનું પાન કર્યું છે, તેઓ ઘેલા બન્યા છે.

જેમણે એ અનંતશક્તિનાં ગાન ગાયાં છે તેમણે પોતાની જાતને વિસારી મૂકી છે.

—ને જેને એની લગની લાગી છે તેણે તમારો સંસાર શુષ્ક માન્યો છે.

તમારે પણ આનંદની મસ્તીમાં ઘેલા બનવું હોય તો તેના શાશ્વતસૌન્દર્યનું પાન કરો.

પધારો માનવો, અમારા મસ્તોના અખાડામાં મહાલો.

૩૦

## અનાહતગાન.

સાંભળો, ઓ પર્વતનાં ઝરણાં,
તમારાં ગાન બંધ કરો !
— અને ઓ વનરાજ !
તારાં ગર્જન થોભાવી રાખ.
ચૂપ રહો, ઓ વિશ્વનાં સત્ત્વો,
અનંતનું અનાહતગાન સંભળાય છે !

—ઉં....ડાણમાં.

૩૧

## ભિક્ષાનું ખપ્પર.

અરેરે ! "અલખ" જગાવતી તું ક્યાંથી આવી ? આ ભિક્ષાનું ખપ્પર તેં મારે દ્વારે ક્યાંથી ધર્યું ?

અહા ! તારા જેવી યોગિનીનો સત્કાર કરવાને હું ગરીબની ઝુંપડીમાં, પ્રેમભક્તિની ભાવમય ભેટ સિવાય બીજું શું હાજર હોય ?

૩૨

## તારી લીલા.

હિમાલયનાં ગગનચુંબી શિખરો અને મહાસાગરનાં અનંત મોજાંઓ તારાં કદમો ચૂમવા તૈયાર છે.

તારા એકજ શબ્દમાં ધરતીકંપ અને વિજળીની શક્તિ છે. તારી ભ્રકુટી ક્રોધમય થતાં જગત ઉપર પ્રલયમય જ્વાળામુખી ભભૂકી ઉઠે છે; તારા હાસ્યમાં વિશ્વની વસંત ખીલી ઉઠે છે.

મહાકાળિ !

તારી લીલા સમીપ માનવશક્તિનો તે શો પ્રભાવ ?

૩૩

## ભાવ સમાધિ.

એ બંસરીના નાદમાં તો "હું" અને "તું" ના સૂર એકતા પામતા અને જગતનાં માનવો એનો મોહક અવાજ સાંભળી ધબકતા હૈયે સ્થિર બનતાં—સમાધિસ્થ થતાં.

૩૪

## તારાં સ્મરણ.

તું દર્શન આપે છે ત્યારે હું અંજાઉં છું.

તું દૂર થાય છે અને હું મુંઝાઉં છું.

તારાં સ્મરણની મીઠાશથીજ આ દેહ ટકી રહ્યો છે !

૩૫

## મારી મુંઝવણ.

અનુભવ આલેખાતો નથી અને આવેશમય ભાવનાઓ સમજાવાતી નથી.

આથીજ અંતરની વેદનાઓ અંતરમાં સમાવી તારા સામું હું ટગર ટગર જોયાં કરૂં છું !

૩૬

## વિશ્વજનની.

જ્યાં જ્યાં નજર કરૂં છું ત્યાં ત્યાં તારી પ્રતિમા નિહાળું છું, જ્યાં જ્યાં જાઉં છું ત્યાં ત્યાં તારૂં સંગીત સાંભળું છું.

વિશ્વજનની ! અખિલ વિશ્વ તારા પ્રાણમાંજ ધબકતું ભાસે છે !

૩૭

## શા માટે ?

સત્તાને શરણે હું શા માટે જાઉં ?

લક્ષ્મીના હાસ્યથી હું શાને અંજાઉં ?

તારી કૃપામાં વિલસવું મૂકી મારે તે જગતની શા માટે ગુલામગિરી કરવી પડે ?

૩૮

## આદેશનીજ જરૂર–

સત્તા, સૌન્દર્ય અને સુખને તો એક શબ્દ માત્રથી હું સરજાવી શકું, વિશ્વનાં વમળને એક ફુંક માત્રથી સ્તબ્ધ કરૂં !

પ્રિયા ! તારા આદેશનીજ જરૂર છે !

૩૯

## શાને આમ ઘેલાં કહાડે છે ?

ભાવની ભેટમાં શરત કેવી ? સ્નેહના દાનમાં આશા કેવી ? કર્તવ્યદિશામાં કામના કેવી ? આપેલાનો બદલો શો ?

શાને આમ ઘેલાં કહાડે છે ?

૪૦

## નાદાન !

નાદાન !

મને તું પાગલ ન સમજીશ કે ગઇગુજરી વાતો ભૂલી જઈ તારે ચરણે શિર ઝુકાવું !

તારા નાક ઉપર ટેક નાચે છે તો અમારી યે આંખમાં ખુમારીની સેરો તસતસે છે !

રખે, તું મને ભોળો ધારી લેતી !

પ્રાણેશ્વરિ ! તારી કૃપાની વર્ષામાં મારો પ્રવાહ સચેતન બન્યો !

૪૪

## જીંદગીનો ચરખો

મહબૂબ !

આ જીંદગીનો ચરખો હરદમ તારી બંદગી પુકારી રહ્યો છે અને લિજ્જતના તાર અખંડ ઉકલ્યાં કરે છે.

અહો ! લિજ્જતના તાર અખંડ ઉકલ્યાં કરે છે!

૪૫

## અંતિમ તૃપ્તિ.

આનંદ ! આનંદ !

મને સર્વસ્વ મળી ચૂક્યું છે,

અલભ્યનું ચિત્ર આજે હું મારા હૃદયમાં આલેખવા શક્તિમાન થયો છું.

ભગીરથ પ્રયત્નને અંતે આજે હું સ્વર્ગની ગંગાની માનવહૃદયની ભૂમિકા ઉપર ઢોળી શક્યો છું.

મારા અતૃપ્ત આત્માને તૃપ્તિ મળી છે.

મને સર્વસ્વ મળી ચૂક્યું છે !

૪૬

## કુશળ કીમિયાગર.

કુશળ કીમિયાગર !

તેં તારા સૌન્દર્યબિન્દુથી મારી ગમગીનીને ગીતમાં ફેરવી નાખી છે અને જડહૃદયમાં રસ રેલાવ્યો છે.

અહો ! તારા કીમિયાએ જીગરની વેદના એક ક્ષણમાં સમાવી દીધી છે !

૪૭

## પ્રણયપૂજન.

અગમ્ય પ્રકૃતિના વિલાસ અનંત ઉંડાણમાં વિલસ્યા છે અને ચેતનમય આત્માઓએ પાંખો ફફડાવી તેનાં ચરણ ચૂમ્યાં છે.

ચાલ, હૃદય ! આપણે પણ આપણી અંતઃ-ભાવનાઓને વિલસાવીએ અને આરંભીએ પુરૂપરૂપે પ્રિયા પ્રકૃતિનાં પ્રણયપૂજન !

૪૮

## અદ્વિતીયા.

અંધારમય જીવનમાં આશામય કિરણ તું એકજ છે. હર્ષ–શોકની સીમાઓ ઉલ્લંઘતાં શાન્તિનું ધામ તું એકજ છે. જ્ઞાનનો પ્રકાશ કે અજ્ઞાનનાં તિમિર તારા પ્રદેશમાં નથી.

જીવન અને મૃત્યુના ઝઘડા તારા પ્રદેશમાં ક્યાંથી હોય ?

મંગલમયિ ! તારા પ્રદેશમાં ભોક્તા–ભોજ્ય જેવું કાંઇજ નહિ હોય ?

૪૯

## રસઐક્ય.

તું અનન્ત, હું સાન્ત. તું વિરાટ્, હું ક્ષુદ્ર.

જગત તારા સૌન્દર્યમાં અંજાય, હું જગતના સૌન્દર્ય માટે મરી ફીટું.

તું મોહક, હું મુગ્ધ. તું પરમ, હું પામર, તું દિવ્ય, હું પાર્થિવ.

તું અજ્ઞેય અને હું અજ્ઞાત.
પ્રિયા ! તુજ મુજનાં રસઐક્ય ક્યારે થશે?

૫૦

## દિવ્ય અને પાર્થિવ.

જે દિવ્ય છે તે તો ચિરંતન છે. જે પાર્થિવ છે, તે ક્ષણિક છે.

દેવિ ! ચાહું તને આત્માથી કે દેહથી ?

દ્વૈતભાવમાં સ્નેહ નથી, અદ્વૈતમાં અભિન્નતા નથી.

આહા ! પ્રણય–પૂજન કોનાં કરૂં ?

૫૧

## "હું" ને સમજવાનો પ્રયત્ન.

જગતની કલ્પના હું નથી કરી શકતો તો તારી કલ્પના કરનાર હું કોણ માત્ર ?

હું તો ફક્ત તારી કલ્પનાજન્ય "હું" ને સમજવાનો પ્રયત્ન કરી ક્ષણે ક્ષણે તને અને જગતને મારામાં ભુલતો જાઉં છું.

૫૨

## દૂર દૂર ઉડીએ.

ગગનવિહારિણિ !
ઇચ્છા હોય તો ગગનમાં ઉડીએ.
ભવસાગરનાં મોજાંથી દૂર દૂર ઉડીએ.
ભાવિની ભયંકરતાથી દૂર દૂર ઉડીએ.
ભૂતના ઉંડાણમાંથી દૂર દૂર ઉડીએ.
અનંતની ગહનતામાં દૂર દૂર ઉડીએ
અવકાશના ઉંડાણમાં દૂર દૂર ઉડીએ.

૫૩

## નજરાણું.

મહારાણિ !
તારા માટે શ્રીમંતો નજરાણું લાવ્યા છે—
પણ, હું તો ગરીબ છું.

આ પાત્રમાં હું મારૂં ધબકતું હૃદય લાવ્યો છું.

હૃદયદેવી! હું ગરીબની એ નાનકડી ભેટ સ્વીકાર!

૫૪

## થોભો, યમરાજ!

થોભો, યમરાજ!

જગતના સૌન્દર્યની ઝાંખી ક્ષણભર કરી લેવા દો. વિશ્વની મનહરતાને ક્ષણભર મળી લેવા દો! અમારી આશાને ક્ષણભર ચૂમી લેવા દો!

૫૫

## તારૂં આગમન.

તને બહુ બહુ પ્રશ્નો પૂછવાના હતા.

તારા વિના તો કંઇ કંઈ મુંઝવણો થતી હતી.

ડગલે ને પગલે તારી વાટ જોવાતી, ઘડીએ ઘડીએ તારા આવવાની અટકળો બંધાતી.

કલ્પના અને આતુરતા ઉભરાતાં, કુતૂહલને અનેક કાસગો મળતાં અને ગુપચુપ વાતો ચાલતી.

—અને તું આવી!

૫૬

## છૂટેલો સંબંધ.

મેં બોલાવી ત્યારે તને ફુરસદ ન હતી.

હવે મને ફુરસદ નથી.

ફાવે તો મધમાખી બની પુષ્પોમાં ભટક. પતંગીયું બની વેલીએ વેલીએ ભમ્યાં કર, કે તારા ભક્તોનાં તલસતાં હૃદયને ચૂમ.

મારી સાથેનો તારો સંબંધ આજથી તૂટે છે!

૫૭

## મારો શો ગુન્હો?

મહત્તાનાં કોટડાં તો તું ચણતી હતી અને કીર્તિનો મુકુટ તો તારે પહેરવો હતો, તેમાં મારો શો ગુન્હો ?

૫૮

## ખોટી બીક.

જાઓ, ચાલ્યા જાઓ !

અમને ફિકરનાં ભૂત વળગાડશો નહિ, ચિંતાના નામથી ચમકામશો નહિ, "આમ થશે" અને "તેમ થશે" કહી ભડકાવશો નહિ.

અમને તમારી વાતોની પરવા નથી !

૫૯

## કુટીર.

જાઓ, માનવો! સંસારને કિનારે શાંતિની ઝુંપડી બાંધો અને આંગણામાં આશાના છોડ વાવી પ્રયત્નનાં પાણી સીંચો.

મને તો એમજ લાગ્યું કે એણે તો જગત પર જાદુજ કર્યું છે. નહિ તો સૃષ્ટિનાં સત્ત્વો એને આધીન ક્યાંથી ?

૬૪

## મારા આનંદનો અવધિ.

ઓકળીઓ પડતાં આભલાંમાં તારૂં તેજ ઉભરાતું હતું,

સરોવરના સુંદર પટ પર તારી કૃપા પથરાતી હતી,

વનવનની કુંજગલીઓએ તારૂં અમૃત ઝીલ્યું હતું,

—અને સાગરરાજનાં સહસ્રાવધિ મોજાંએ તારાં ચરણ ચૂમ્યાં હતાં.

મેં તો ફક્ત ચકિત નયને તારા સૌન્દર્યનું પાન કરતાં, ભવનું ભાન ભૂલી જવામાં, મારા આનંદનો અવધિ માન્યો હતો.

૬૫

## નવીનતાનો અભાવ.

બહુ બહુ જોયું:—

તમે ખેડેલાં ખેતરો જોયાં. તમારી ઉછેરેલી વાડીઓ નિહાળી. તમારા યત્ને ઉભી થએલી વૈભવમય વિશાળતા અનુભવી. વિજયને વરતી તમારી મહત્વાકાંક્ષાઓના કીર્તિસ્થંભ પણ ઝગઝગતા જોયા.

—અને તમારી આશાઓને નિરાશાની છાણમાં ભરી મહાકાળને અનંતની પૂજા કરતો ભાળ્યો.

હવે મારે મન કશુંય નવીન નથી.

૬૬

## હું તો પામર છું.

વિશ્વના જબર પ્રવાહમાં ખડકની પેરે અડગ ઉભો છું.

સુખ અને દુઃખ મેં સરખાં ગણ્યાં છે.
આશા અને નિરાશામાં ફસાયો નથી.
હર્ષ અને શોકની પરવા નથી કરી.

લક્ષ્મીથી હું નથી અંજાયો, કે નથી દારિદ્રયથી મુંઝાયો. સંકટ સમયે પણ કોઇની સામે દીન બની મેં પ્રાર્થના નથી કરી. જીવનમાં મેં એકનિષ્ઠાથી ધાર્યું જ કર્યું છે.

મહારાજ્ઞિ,
એ બધો તારીજ હુંફનો કૃપામય પ્રતાપ!
—બાકી, હું તો પામર છું.

૬૭

## કલામૂર્તિમાં પ્રાણપ્રતિષ્ઠા.

કલાની જડમૂર્તિ મોહકરૂપે વિશ્વમાં વિરાજી રહી હતી.

તેનાં અંગેઅંગમાંથી સૌન્દર્ય ઝરતું હતું પણ હૃદય ધબકતું ન હતું.

એક રસયોગીએ મીટ માંડી તેના સામું જોયાંજ કર્યું—ટગર ટગર જોયાંજ કર્યું !

અરે ! એ સૌન્દર્યમૂર્તિમાં સર્વસ્વ હતું— હૃદય ન હતું.

દર્દભર્યા હૃદયે એ રસયોગી કલામૂર્તિને નિહાળતો એકજ ક્ષણમાં સ્થંભી ગયો—સમાધિસ્થ થયો.

એ કલામૂર્તિનાં જડ પરમાણુઓ રસયોગીના પ્રાણ-સ્પંદનથી હાલી અને ડોલી ઉઠયાં.

ધીમે ધીમે મૂર્તિના અણુએ અણુમાંથી રસ નીતરવા લાગ્યો—પ્રાણ સ્ફુરવા માંડયો—રોમ રોમ ખડાં થયાં !

રસયોગીએ પ્રાણપ્રતિષ્ઠા પૂરી કરી. "કલામૂર્તિ" "કવિતા" બની ! જડમૂર્તિમાં જીવન ફફડયું !

"ફના કરવું: ફના થાવું: ફનામાં શહ સમાઈ છે,
મરીને જીવવાનો મંત્ર દિલબરની દુહાઈ છે !" —મણિભાઈ.

× × ×

બિસ્મિલ્લાહ ! ખતમ થઈ જા : ફિકર કર ના : જિગર, ગમ ખા !
હૃદય નાદાન પ્રેમીલા ! દિગમ્બર રાખ ચોળી થા ! —કલાપી.

बोद्धारो मत्सराग्रस्ताः
प्रभवः स्मयदूषिताः ।
अबोधोपहताश्चान्ये
जीर्णमङ्गे सुभाषितम् ॥

* * * *

न नटा न विटा न गायका
न परद्रोहनिबद्धबुद्धयः ।
नृपसद्मनि नाम के वयं
कुचभारानमिता न योषितः ॥

* * * *

What is Rome to me?
What business have I there?
I who can neither lie
Nor falsely swear,
Nor praise my patron's
Undeserving rhymes.

* * * *

# પ્રસ્તાવના

ગ્રન્થકર્તાની ઇચ્છાને અનુસરી આ પુસ્તકની પ્રસ્તાવના લખવાનું મેં માથે લીધું છે. પુસ્તક સંબંધે મારા કેટલાક વિચાર પ્રતિકૂલ છે એ હકીકત મેં તેમને કહી હતી પરંતુ સંમતિવાળી જ પ્રસ્તાવનાની તેમની માગણી નહોતી એમ તેમણે દર્શાવવાથી મારા વિચાર પ્રસ્તાવનામાં છૂટથી દર્શાવવા તેમણે મને અનુજ્ઞા આપી છે.

કવિવર રવીન્દ્રનાથ ટાગોરનાં કાવ્યોનાં ગદ્ય ભાષાન્તરની શૈલીનાં ન્હાનાં ' ગદ્યકાવ્ય ' આ પુસ્તકમાં છે. પુસ્તક વાંચતાં શૈલીને લીધે ભૂલ ન થાય માટે કહેવાની જરૂર છે કે આમાંનાં કોઈ ગદ્ય કાવ્યને આગળના કે પાછળના 'ગદ્યકાવ્ય' સાથે સંબંધ નથી, દરેક એક બીજાથી સ્વતંત્ર છે. સર્વ ઘણાં ટુંકાં છે. કેટલાંક તો એક બે કે ત્રણ વાક્યનાં જ છે. સર્વની પછાડી લેખકની વિશેષ પ્રતિમા રહેલી છે એ સર્વનું અનુસંધાન છે. પ્રત્યેક 'ગદ્યકાવ્ય'માં વિશેષ જુદો ભાવ રહેલો છે, અને ઠેર ઠેર ભાવમાં મોહકતાનો અનુભવ થાય છે, ભાવનાખ્યાપનમાં કલ્પનાનું દર્શન થાય છે. સર્વનું સામાન્ય લક્ષણ એ છે કે મનુષ્યજીવનમાં ઉદ્‌ભૂત થતા વિવિધ પ્રશ્નો લેખકની પૃથક્તાથી રંગી રુચિકર ચિત્રોદ્વારા પ્રદર્શિત કરવામાં આવ્યા છે.

' પહેલાં મારૂં હૃદય પત્થરનું હતું. એટલે એમાં દુઃખનાં સરોવરો ભરાતાં અને ઉભરાતાં, હવે મારૂં હૃદય રેતાળ રણ જેવું છે: ઝરણ ફુટે છે અને પાછું વિલીન થઇ જાય છે.'

'પળના વિશ્રામ વગર મેં મારી નાવ ચલાવી હતી. નીલ પાણીથી ભરેલા તે સમુદ્રના મોજાંમાં મેં એક જ ગીત સાંભળ્યું હતું. હવે હું થાક્યો છું. મારૂં હલેસું હું સમુદ્રમાં ફેંકી દઉંછું. મેં એટલા સમય સુધી નૌકા ખેડી કે મને તે ગાન જ પ્રિય થઈ પડ્યું.

હવે મારે ગાનાર શોધવો નથી. સફેદ ફીણવાળાં ઉછળતાં મોજાં મારાં મિત્ર બનશે. અને તેમની ગર્જના એ મારૂં હાસ્ય થશે. હવે મારે ગાનાર શોધવો નથી.'

મનુષ્યચિત્ત આગળ ઉભી થતી મુશ્કેલીઓ આ પ્રકારે વર્ણવવામાં જે અસ્ફુટતા રહેલી છે તે એ મુશ્કેલીઓના ફૂટ સ્વરૂપનો ખ્યાલ બાંધવામાં મદદગાર થાય છે.

કદિ કદિ કુદરતના બનાવોને ઉપમા કે રૂપક માટે ન વાપરતાં મુખ્ય વકતવ્ય તરીકે દર્શાવીને તથા તે સાથે માનવ જીવનના પ્રસંગનો ઇસારો કરીને આ જ હેતુ સિદ્ધ કર્યો છે.

'સમીર! સરિતા! તમારાં ગાન શું કરવા બંધ થયાં! શું મારા નાથની એવી આજ્ઞા છે કે દુઃખીના આશ્વાસન વાસ્તે ગાવું પણ નહિ? અથવા ગાતાં ગાતાં તમે થાકી ગયાં?

'સુરજ આથમી ગયો છે. ચોકીદારો રાત્રે તાપવા તાપણી સળગાવે છે. ધીમે ધીમે જગતના પડદા ઉપર ચિતારો કાળપ પાથરે છે. અને મારે હવે જવું જોઇએ.

મોડું ન થાય તે પહેલાં મારે ઘાટ ઉપર પહોંચવું જોઇએ.'

# ધ્રુ

માનવ હૃદયના કઠિન પ્રશ્નોને અહીં કુદરત પાછળ ધસડાતા કલ્પી એ પ્રશ્નો ઉકેલવાના પ્રયાસમાં મનુષ્યની કેવી વિવશતા છે તે સૂચવ્યું છે.

જડ સૃષ્ટિના બનાવોની સહાયતા લીધા વગર કોરા આકારમાં પણ લેખક આ પ્રશ્નો રજુ કરે છે.

'ગાંડાઓ રડે છે અને હસે છે. દુનિઆના ડાહ્યા લોક તે સમજી શકતા નથી.'

'જેના વડે તું તારા હાથ ધુએ છે એને રખે ગંગાજળ માનતી. એ મારૂં ખૂન છે.'

અહીં એ જ અસ્ફૂટતા અને વિવશતાનું દર્શન થાય છે.

પ્રેમનો અને ઈશ્વરભક્તિનો પણ લેખકના ભાવ દર્શાવવાના આ પ્રયાસમાં સ્વાભાવિક રીતે સમાવેશ થયેલો છે. પરંતુ, એ વિષયોમાં પણ એ જ રીતે અસાધ્યતા અને દુષ્પ્રાપ્યતા રહેલી સૂચવાય છે.

'વ્હાલી પ્રિયતમે! હવે તારૂં ગીત બંધ કર મારૂં નાનું હૃદય ફાટું ફાટું થાય છે.

તારા ગીતનો ભાર મારાથી ઝીલાતો નથી.

તારૂં ગીત મારા હૃદયને છિન્નભિન્ન કરીને વહી જાય ત્યાર પહેલાં બંધ કર અને તારૂં ગીત વર્તમાનનું વિષ બને ત્યાર પહેલાં ભૂતની મીઠી યાદી રહેવા દે.

જો કિનારા છલકાય છે. અને હવે ટીપું યે સમાય તેમ નથી.'

'એક વખત મારી પ્રિયાએ મને ચુંબન કર્યું હતું. તેના ચુંબનની નિશાની મારા હોઠ ઉપર બરોબર પડી હતી. મેં જાણ્યું હતું કે એ કદીએ ભુંસાવાની નથી પણ જગતમાં શું અનંત છે ? એ સુખદ નિશાની પણ હૃદય પરથી, વિશ્વ પરથી ભુંસાઈ ગઈ.'

આ રીતે પ્રેમના અનુભવમાં તૃપ્તિને બદલે અતૃપ્તિને પ્રાધાન્ય અપાયું છે.

'પ્રભુ, મારાં સર્વ ગીત, મારાં સર્વ કાર્ય, મારૂં સર્વસ્વ તારામાં વિલીન હો !'

એવી નિશ્ચયાત્મકતા ધર્મ વિષયમાં કદી કદી દર્શાવવામાં આવી છે, પરંતુ ઘણે ભાગે તો

'પ્રભુ ! હું જે દશામાં છું તે જો સ્વપ્ન હોય તો મને તેમાંથી ઉઠાડીશ નહિ કારણ કે તે એટલું મધુર છે કે મને બીજાની ઇચ્છા નથી.

'મારા પ્રભુ ! મારા વ્હાલા, મારા દિલમાં કંઈક થાય છે તેથી હું ગાઇ શકતો નથી. પ્રભુ તારો હાથ મારા દિલ ઉપર મુક કે જેથી હું તારા ચરણમાં બેસીને ગાઈ શકું.'

'ઓ પ્રભુ ! તમે મારે ત્યાં આવો તો હું તમને શું આપી શકું ? વિયોગનાં આંસુ સિવાય તમને આપવા લાયક મારી પાસે કશું નથી. તમારી ગેરહાજરીમાં મારી પાસે આંસુ સિવાય શું હોય ?'

એવી સંશયાત્મકતા અને સાક્ષાત્કારના અજ્ઞાનની વ્યથા જ આ વિષયમાં દેખા દે છે.

'મારી કબર કોઇ ઘાડા જંગલમાં બનાવજો;' 'હું તને ત્યાં કબ્રસ્તાનમાં મળ્યો હતો જ્યાં મડદાં નિરાંતે સુતાં હતાં' એ વગેરે ભાવ પ્રકટ કરી લેખકે પાર્થિવ જીવનના અંત્ય સંસ્કાર રૂપે ચિતામાં અને ભસ્મમાં વધારે ગહનતા છે એ સ્થિતિની અવગણના કરી છે, પણ આ અને આવા સર્વ તરંગનો લેખકે ગ્રન્થના આરંભમાં ઉત્તર આપી દીધો કે 'કવિએ લોકોને કહ્યું "હું તમારૂં ડહાપણ સમજી નથી શકતો. માટે ડાહ્યો થઇ નથી શકતો આથી ગુસ્સે થઇ કોઇ પંડિતે કવિના હૃદયમાં ડહાપણની કટારી ખોસી દીધી, કવિ હસતાં હસતાં તે લોકોના પગ આગળ મૃત્યુ પામ્યો, હાસ્ય મીઠું પણ અસહ્ય હતું.' સંસારના ડહાપણનો અસ્થાને સંચાર થવાથી કવિત્વ નાશ પામવાનો ભય છે એ ખરૂં છે, પરંતુ સંસારમાં અનુભવથી મેળવેલા ડહાપણની પાછળ રહસ્ય પણ રહેલું છે એ ભૂલવા જેવું નથી.

આ અસ્ફુટતા, સંદિગ્ધતા અને ગૂઢાર્થતામાં ચમત્કાર અને મોહકતા રહેલાં છે ખરાં પરંતુ अर्थो गिरामपिहितः पिहितश्च कश्चिद्रम्यत्वमेति (કાવ્યમાં વાણીનો અર્થ કંઇક ઢંકાયેલો અને કંઇક વગર ઢંકાયેલો હોય તારે રમ્યત્વ પામે છે) એ સૂત્રનો આત્યંતિક અનાદર રસિકતાની ક્ષતિ કરે છે અને તત્ત્વનું વ્યંગ્ય રૂપે દર્શન કરાવવાને બદલે તત્ત્વ ડુબી જાય તેમાં-તત્ત્વનું અદર્શન જ થાય તેમાં લક્ષ્ય માને છે.

વળી, એ પણ કહેવું જોઇએ કે આવી આન્દોલનહીન ગદ્ય શૈલી ભાવને કેવળ લૂખા રાખે છે. લેખક આ રચનાને 'ફુલપાંદડી'નું નામ આપે છે, પરંતુ, ભાવને પાંદડીની

દશા સુધી પણ પ્હોંચવા દેવામાં આવ્યા નથી, એમ લાગે છે. ફુલની કળિ ફુટતાં જ, કળિ છેક ન્હાની હોય તેજ અવસ્થામાં તે ચુંટી લઇ રજુ કરવામાં આવી હોય એવી સ્થિતિનું દર્શન થાય છે. એવી કળિને પોતાની મેળે વિકાસ પામવા દીધી હોય તો તેમાં રંગ રસ અને ગંધ ખીલી નિકળત અને સુન્દર પુષ્પ બની રહેત એમાં સંશય નથી. કવિત્વમય ભાવનાનો હૃદયને સ્પર્શ થયા પછી તેનો અનુભવ ગાઢ થવા દેવાની આવશ્યકતા છે, તેનાં આન્દોલન વેગવાન થવા દેવાની આવશ્યકતા છે. એવો અવકાશ આવે છે ત્યારે રસની જમાવટ થાય છે અને કવિત્વની વાણી છન્દનો આકાર ગ્રહણ કરવાનો પ્રયાસ કર્યા વિના રહેતી નથી. ભાવને એ અવસ્થાએ પહોંચવા નહિં દેવાને પરિણામે ભાવકથનમાં શુષ્ક અને વિરસ વાક્યો તથા વિચારો આવી જાય છે. આવી રચનામાં આવા સાધારણ બોલોનાં વાક્યો ભાવપ્રદર્શનમાં દાખલ થાય છે. કદિ કદિ કહેવતો અને શિખામણની ધાતો રચનામાં દાખલ થઇ કલ્પનાવ્યાપારને ઉતારી પાડે છે તે પણ આ પ્રકારનું પરિણામ છે. આવાં 'ગદ્યકાવ્યો'માં કવિતાનું સાહિત્ય, કવિતાની રમણીયતા, કવિતાની સુન્દરતાઃ એ સર્વનો બહુધા અભાવ હોય છે.

કવિવર રવીન્દ્રનાથ ટાગોરનાં મૂળ બંગાળી કાવ્યો છન્દોબદ્ધ રચનામાં છે એમ સાંભળ્યું છે. ભાવનો વિકાસ તથા આન્દોલનનો વેગ એ તેમાં અટકાવી દીધેલો હોતો નથી એ સ્પષ્ટ છે. પરંતુ, બંગાળી ભાષાને અજ્ઞાને ગદ્ય ભાષાન્તર વાંચનારને એમ લાગ્યા વગર રહેતું નથી કે તેમના

ઉચ્ચ કવિત્વમાં અને ઉત્કૃષ્ટ તત્ત્વચિંતનમાં ગૂઢતા આત્મભૂત હોવા છતાં તેમના કાવ્યોમાં ગૂઢાર્થતા એટલી હદ સુધી લઇ જવામાં આવે છે કે વાંચનારને રસનો આસ્વાદ અધુરો રહે છે, પરિધિ ( circumference )થી નિકળેલા વિપુલ પ્રવાહો કેન્દ્ર (centre) પર આવી પ્હોંચી એકત્ર થતા પ્હેલાં એકાએક લુપ્ત થાય છે, અને રસની મીઠાશ જીભથી કંઠ સુધી ભોગવવાનો અવકાશ આવતો નથી.

પરંતુ, આ માત્ર એક વ્યક્તિનો અભિપ્રાય છે, અને એથી ભિન્ન અભિપ્રાયના મૂલ્યનો અસ્વીકાર કરવાનો ઇરાદો નથી.

આ 'ગદ્યકાવ્યો'માં રહેલા ગુણની યોગ્ય કદર થશે એવી સંપૂર્ણ આશા છે.

અમદાવાદ,<br>તા. ૬ ડીસેમ્બર, ૧૯૨૩ } **રમણભાઈ મહીપતરામ નીલકંઠ.**

# નિવેદન.

મારી વિનંતીનો સ્વીકાર કરીને આ પુસ્તકની પ્રસ્તાવના શ્રીયુત રમણભાઇ મહીપતરામ નીલકંઠ એમણે લખી છે. તેઓશ્રીએ મને સ્પષ્ટ જણાવેલું કે હું આવા પ્રકારના કાવ્યોની વિરૂદ્ધ છું, પણ પ્રસ્તાવનામાં જેટલી સખત ટીકા થવાની મેં આશા રાખી હતી તેટલી થઈ હોય એમ મને લાગતું નથી. આ એમની સુજનતા અથવા મારા જેવા એક સામાન્ય લેખક તરફની દયા માત્ર હશે. અસ્તુ ! તે ગમે તેમ હોય. આ પુસ્તકની પ્રસ્તાવના લખવા માટે તેમણે જે તસ્દી લીધી છે તે બદલ મારે તેમના ઋણી થવું જ ઘટે છે અને અતિ નમ્ર ભાવે આ સ્થળે હું તેમનો આભાર માનું છું.

મિત્ર ! તારા ચરણમાં આ નાની સરખી ભેટ હું આજે ધરૂં છું. એમાં કવિના કવિત્વનું રૂપ, રસ, કે ગંધ કશું પણ ન હોય એ તદ્દન શક્ય છે, અને કવિ તરીકેનો હું દાવો પણ કરતો નથી. આતો માત્ર વેરાનમાં ઉગેલાં સામાન્ય પુષ્પો છે. અરે ! કદાચ પુષ્પો પણ નથી. કાચી કળીઓની સુકાયેલી પાંદડીઓજ એને કહેવી યોગ્ય લાગે તો કહેજે. પણ એ શું છે અને શું નથી એ સાથે મ્હારે કશોયે સંબંધ નથી. જે છે તે આ છે અને હું દીનતાથી તારા ચરણમાં તેની ભેટ ધરૂં છું.

# ઉપોદ્ઘાત

૧

ઉપવનમાં એક ફૂલ ઉગ્યું, ને ફૂલની ફોરમથી ઉપવન મઘમઘી ઉઠ્યું. બગીચાશાસ્ત્રના પંડિતજી ત્‍હાં આવી ચ્હડ્યા, ને કહેઃ 'આ કીયું ફૂલ? અમારી પંડિતપોથીમાં આનું નામ નથી,' ફૂલની ફોરમે ઉત્તર વાળ્યોઃ 'કુદરતના મહાગ્રન્થમાં એનું નામ છેઃ ત્‍હમારા શાસ્ત્રીય અજ્ઞાને એને ઓળખવું પડશે.'

પંડિતમંડળી નામ શોધવા બેઠી. ફોરમથી ઉપવનને ભરીને ફૂલડાં તો મઘમઘતાં પ્રફુલ્યાં.

ગુર્જર સાહિત્યવાડીમાંનાં એ ફૂલડાં તે આ 'રસકાવ્યો.'

૨

આ રસગ્રન્થના રચનારને અત્‍યહારે–આ ઉપોદ્ઘાત લખતી વેળાએ હું ઓળખતો નથી, આજ સૂધી મળ્યો યે નથી. પણ શું માત્ર મિત્રોનું જ કે સગાંઓનું જ લખ્યું–ગાયું સારૂં હોય? ઓળખીતાઓના જ ગુણભંડાર શું ઓળખાય–ને ઓળખાવાય? એકદા પડતી રાતે મ્હારા પુત્ર ડો. મનોહરે આ ગ્રન્થના છાપેલા ફરમા મ્હને આપ્યા ને કહ્યું કે ઘેર દેવા દવાખાને આપી ગયા છે. વળતી પ્હરોડે ઉઠ્યો ને ફરમા વાંચ્યા ત્‍હારે સહજ જ પ્રશ્ન થયો કે આ યુગમાં આ રસગ્રન્થ ક્ય્હાંથી?

૩

જડવાદી પશ્ચિમના જાણે સંસર્ગસંસ્કારો ઉગી નીકળ્યે

હમણાં હમણાં તો જડતાનાં રાજ્ય લેવાના શબ્દસંગ્રામ મંડાયા છે, ત્હાં આ ચેતનભોમની વાતો ક્ય્હાંથી? ‘વીરરાવ ધમ્પાટે’નાં આજે તો રણશીંગડાં ગાજે છે, ભાષણોની તોપો ગડગડે છે, છાપાના લેખોની બન્ધૂકો ફૂટે છે; સરકારના યે ગેબી ગોળા વછૂટે છે; ત્હાં સરસ્વતીના આ વીણાસુર ક્ય્હાંથી? સૂક્ષ્મદર્શક યન્ત્રમાંથી નિરખવાના અને ધ્વનિવિસ્તારક યન્ત્ર (Magophone)માંથી ઉચ્ચરવાના આ જમાનામાં રસગોપની આ વાંસળી ક્ય્હાંથી વાગી? સ્વપક્ષવાદીના ગુણપરમાણુના ને પરપક્ષવાદીના અવગુણ-પરમાણુના પર્વત ચીતરવાના લોકપક્ષના ને સરકારપક્ષના—સૌ પક્ષના આ યુગમાં હૃદયેશ્વરીની દુહેરીએ જાણે કરેલા ન્હાના ન્હાના દીવડિયાની, પ્રાણેશ્વરીની પૂજાને કાજે જાણે રચેલી, આ દીપમાલા ક્ય્હાંથી પ્રગટી? કો પ્રકૃતિબાલકે જાણે તારલિયા વીણી વીણી પ્રેમદેવને મન્દિરમાંડવડે સાંડયા હોય ને! આ કવિ કહે છે ‘સંસારમાં તો લ્હાય છેઃ’ મીરાં કહે છે ‘ડુંગરિયે દવ લાગ્યા છેઃ’ આજના ભડભડતા દાવાનળમાં આ ફૂલપાંદડી ક્ય્હાંથી ઉતરીને આવી?

પ્રભુ દયાળુ છે; ને ઉન્હાળાને કોક નવવાદળીની વર્ષાથી તે છાંટે છે ને? કલાપીના વિરહ પછી આટલે વર્ષે આવો કાવ્યગ્રન્થ ગુજરાતને આજે મળે છે.

૪

ચાલો, ચપ્પાં લેઈએ ઝીણી ધારનાં, ને ફૂલપાંદડીનાં યે ચીરા કરી પૃથક્કરણ કરીએ. રસના પંડિતરાજો રસિકતાને

એમ પારખે છે. સુગન્ધથી નહીં; રસશાસ્ત્રીજીઓ ફૂલપાંદડીને રેષાઓ ગણી ગણીને ઓળખે છે.

૫

ઈ. સ. ૧૮૯૮માં વસન્તોત્સવ લખાયો ને છપાયો, ને ૧૮૯૯માં મિ. નરસિંહરાવે વસન્તોત્સવની કવિતાના ક્લેવર ઉપર પચ્ચીશેક પાનાંનું અવલોકન લખ્યું. ઈ. સ. ૧૯૨૪માં, મુંબઇમાં નવલરામજયન્તી ઉજવાયા પછી, પોતાની પાઠશાળામાંના વિદ્યાર્થીમંડળની ગુજરાતી સભા સમક્ષે 'કવિતાનું ક્લેવર' એ નામનો ભાષણલેખ પ્રો. બળવન્તરાય ઠાકોરના પ્રમુખપદે મિ. નરસિંહરાવે વાંચ્યો. પચ્ચીસ વર્ષો ઉગીને આથમે ત્ય્હારે યે કવિતાના ક્લેવરથી લેશ માત્ર વિશેષ ઉંડાણમાં ન ઉતરે એવી પા સદીના ગાળાની પ્રગતિની ગતિ આજના આપણા અગ્રણી ગણાતા રસસાહિત્યના ટીકાકારોની છે. એ પુરાતની ટીકાકારો પેઠમ છેલ્લા પા શતકમાં ગુજરાતી સાહિત્ય અણવિકસ્યું કે સ્થિતિસ્થાપક બેસી રહ્યું નથી. મૂળજી વેદે ને ભાઈ પ્રભુદાસે લખવા માંડી; સ્વ. કનકલક્ષ્મી દવેએ ને રા. બટુ ઉમરવાડિયાએ પહેલવહેલી પુસ્તકાકારે છપાવી; શ્રી જ્યોત્સ્ના શુક્લે, શ્રી ત્રિભુવનતનુજે, પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ અનુમોદીઃ આ ફૂલપાંદડીમાંની યે એ 'રસકાવ્યો'ની સર્વાંગે ખીલેલી એ જ સાહિત્યશૈલી. આજકાલ કરતાં ગુજરાતમાં પન્દરેક વર્ષોથી એ સાહિત્યશૈલી પ્રવર્તે છે. ૧૮૮૭ માં દલપતનર્મદની પાર ન નિરખનાર સાહિત્યશાસ્ત્રીજીઓ હતા; આજે ૧૯૨૪માં કુસુમમાળાની પાર ન નિરખનાર પ્રગતિવૃદ્ધ સાહિત્યશાસ્ત્રીજીઓ ગુજરાતમાં

છે. ત્હેમના-કુસુમમાળાની પાર ન નિરખનારાઓનાં અજ્ઞાને જાણવું ઘટે છે કે ૧૮૮૭ પછીના આ ૩૭ વર્ષોમાં ગુજરાતી કાવ્યસાહિત્યની નહીં ભૂંસાય એવી ત્રણ પાયરીઓ મંડાઈ ગઇ છે; ૧૮૮૯માં ગોવર્ધનરામભાઈએ સ્નેહમુદ્રામાં પ્રાસ તજ્યા, પણ છન્દનિયમન પાળ્યાં; ૧૮૯૮માં ન્હાનાલાલે વસન્તોત્સવમાં છન્દ તજ્યા, પણ ડોલનનિયમન જાળવ્યાં; અને હવે-૧૯૧૦ પછી રસકાવ્યોની આ સાહિત્યશૈલીમાં પ્રાસ છન્દ ને ડોલન સહુ તજાઈ કેવળ ' રસાત્મક વાક્ય તે કાવ્ય' એ આપણા પ્રાચીન મહાવાક્યાનુસાર માત્ર રસનિયમનને અવલંબતાં, કુસુમમાળાથી ઘણાં સરસ, રસકાવ્યોનો રસાવતાર ગુર્જરી કુંજોમાં થઇ ચૂક્યો છે.

૬

ઇંગ્રેજી ગીતાંજલિ પ્રસિદ્ધ થઇ, કોટીધ્વજ નોબલનું કાવ્યસાહિત્યનું ઇનામ જીતી, પૂર્વની વર્તમાન કવિતાનો જયડંકો પશ્ચિમાકાશમાં વગડાવી હિન્દમાં પાછી પધારી, ને સમસ્ત ભારતે દિગ્વિજયશાલિની એ નિજ રસપુત્રીને સત્કારી-વધાવી: ત્યારે યે ગીતાંજલિને ' ચીરિયાં વિનાનો મુરબ્બો ' ભાખનાર સુપ્રસિદ્ધ ગુજરાતી ટીકાકાર ન્હોતા એમ નહીં. કુસુમમાળાને સુગન્ધ વિનાનાં પશ્ચિમનાં ફૂલોની માળા ભાખનારના જેટલી ને જેવી એ ટીકાઉક્તિ યે ખોટી જ હતી. જાહેરમાં તો એ સાહિત્યઅભિપ્રાય ઉચ્ચરવાની એ ટીકાકારની યે હિંમત ન હતી; ને ગુજરાતે-કે ભારતે એ સાંભળ્યું કે સ્વીકાર્યું યે નથી. ઇંગ્રેજી ને બંગાળી બન્ને ભાષાઓના જાણણહાર તો ભાખે છે કે પદ્યબન્ધ બંગાળી

ગીતો કરતાં ગદ્યકાવ્યશૈલીની ઇંગ્રેજી ગીતાંજલિમાંનાં રસકાવ્યો વધારે કવિત્વભર્યાં છે. ને એ ઇંગ્રેજી ગીતાંજલિની છન્દશૈલી કઇ છે ? એમાં કિયા ગણોનું ગણમાપ છે ? કે છન્દનાં કો ગણમાપ એમાં નથી માટે ગીતાંજલિમાંનાં કાવ્યો નથી ને કવિતા યે નથી ? આપણા નરસિંહરાવો કે મ્હોટાલાલની પડદાફ્ગી કો કાવત્રાંટોળકી કે સાહિત્યની (Bureaucracy) મનગમતું ભાખે તે ખરૂં: જગત તો કહે છે કે જગત્ઝીલાનાં ગીતાંજલિમાંનાં તો ચિરંજીવ કાવ્યો છે. ઇંગ્રેજી ગીતાંજલિનું છન્દશરીર છે તે જ આ રસકાવ્યોનું યે છન્દશરીર છે. ગીતાંજલિનો યે રસગ્રન્થ ન્હાનકડો છે; ફુલપાંદડીનો યે આ ન્હાનકડો રસગ્રન્થ ગુજરાતની નાગીતાંજલિ છે.

સૂધી હજી સાહિત્યકારોએ ગુજરાતમાં નિભાવવાનું છે? એ સાક્ષર Bureaucratsનું જગતસાહિત્યની હકીકતોનું યે જ્ઞાન પચ્ચાસ–પોણોસો વર્ષ પૂર્વેનું પુરાણું લાગે છે. અમેરિકામાં વોલ્ટ વ્હિટમેન, ઇંગ્લાંડમાં એડવર્ડ કારપેન્ટર, ને આર્યાવર્તમાં રવીન્દ્રનાથ ટાગોર સમી જગત્પ્રશસ્ત કવિત્રિપુટિની જગત્-ઝીલાતી રસકાવ્યોની કાવ્યશૈલી આ ફૂલપાંદડીમાં છે. એને જગનવતરિયા કહી હસવાની ધૃષ્ટતા તો હજી યે કો 'મ્હોટા-લાલ'નું અજ્ઞાનમંડળ કરે તો કરે.

૮

ન્યાયશાસ્ત્રના પ્રોફેસર કો ઉચ્ચર્યા: 'ભવભૂતિ કવિએ કહ્યું છે કે **मृदूनि कुसुमादपि**; મૃદુ ન હોય તે ફૂલ નહીં; કેવડાને કાંટા છે: **तस्मात्**—.' કોઇકિ પૂછે છે કે રસનાં આવાં ન્યાયશાસ્ત્ર ગુજરાતમાં ક્ય્હાં સૂધી હજી લખાશે?' ઉત્તર સુગમ છે: કવિતાને રસિકો રસિકતાથી નહીં, પણ પંડિતો પાંડિત્યને ત્રાજવે તોળશે ત્ય્હાં સૂધી.

૯

પણ:—કવિતાના કલેવર ઉપરથી 'કાવ્ય છે' કે 'કવિતા નથી' એવા રસનિર્ણય હવે આપણે ત્ય્હાં ક્ય્હાં સૂધી ચાલ્યાં કરશે? પ્રાચીન સંસ્કૃતની કે અર્વાચીન ઇંગ્રેજીની મહાપ્રજાઓએ તો કાવ્યોનાં કે કવિતાનાં માપ એમ માપ્યાં નથી.

૧૦

રસકાવ્યોની શૈલી આમ યૂરોપ અને અમેરિકામાંથી ઉતરી, ને ટાગોરની જગતમાન્ય ગીતાંજલિથી ભરતખંડમાં

આ કાળમાં પોષણ પામી. બાણની કાદમ્બરીના રસધોધની ભવ્યતાથી આ માધુર્યશૈલી નિરાળી જ છે. ગુજરાતના કો વ્હિટમેન કારપેન્ટર કે ટાગોરને પ્રતાપે, અન્યત્ર તેમ જ ગુજરાતમાં યે, ત્હેનો મધ્યાહ્ન તપશે.

૧૧

આજ સૂધી ગુજરાતમાં રસકાવ્યોનું પ્હરોડ હતું: આ રસગ્રન્થથી રસકાવ્યોનો દિવસ ઉગ્યો છે. આપણા સાહિત્યના રસચોકમાં નવો માણેકસ્થંભ રોપાય છે. ન્હાનકડો પણ શકવર્તી આ રસગ્રન્થ છે: રસકાવ્યોના શકની ગુજરાતમાં આજથી તિથિઓ ગણાશે.

૧૨

આ કાવ્યગ્રન્થમાં શું શું છે ?—ને શું શું નથી ? આ કાવ્યગ્રન્થમાં ઘણું ઘણું નથી: ભાષાન્તરો નથી; અલંકારોના ખડકલા નથી; સમાસોની શબ્દાવલિ નથી; સંસ્કૃતમયતાનો ભાર નથી; પરલીધી રસલક્ષ્મી નથી: વાર્તા નથી, વર્ણન નથી, વિચારમીમાંસા નથી: મેઘ ને ચન્દાનાં અનુકરણો નથી; સ્નેહમુદ્રાની અર્થની અસ્પષ્ટતા નથી; ભણકારની કૃત્રિમતા કે ક્લિષ્ટતા નથી: આજે સાક્ષરી ગણાતું એવું એવું આમાં ઘણું નથી. છતાં એ સાક્ષરત્વથી ઉન્નત ને ઉમદા આમાં ઘણું ઘણું છે. 'નામમહિમા તો રાખે કોય' અખાની એ અનુભવોક્તિ મનુષ્યો પરત્વે ખરી છે, પુસ્તકો પરત્વે ખરી નથી. આ રસગ્રન્થ નામમહિમાનો નમૂનો છે. આમાંનાં રસકાવ્યો ખરે જ! ફૂલપાંદડીઓ છે: છૂટ્ટી છૂટ્ટી,

ન્હાની ન્હાનકડી, વિધવિધના સુગન્ધ ભરેલી, મોગરાની ગુલાબની ચંપાની કમળની, નવરંગ રંગે સોહાતી, આ ફૂલપાંદડીઓ છે. સૌના સુરભિ મધુરા છે, ઉત્કટ નથી. પાંદડીઓ ગૂંથાઇને માળા તો નહીં જ, પણ ગુચ્છે રચાયો નથી. ફારસી કવિ સાઅ્દી કહે છે કે

બર્ગે દરખ્તાંને સબ્ઝ દર નઝરે હોશિયાર
હર વરકી દફ્તરીસ્ત મઅ્રફ્તે કિર્દગાર.

એમ આમાંની યે રસભરી એક એક ફૂલપાંદડી કર્તાની કરામતનું ન્હાનકડું દફ્તર છે. ફારસી સાહિત્યમાં રૂબૈયાતો સુપ્રસિદ્ધ છે તેમ સંસ્કૃત સાહિત્યમાં મુક્તકો સુપ્રસિદ્ધ છે. કેશવ હર્ષદ ધ્રુવના ભાષાન્તરથી અમરુના મુક્તકો ગુજરાતને સુપરિચિત છે. આ ગ્રન્થમાંનાં રસકાવ્યો જાણે ગુજરાતના ઉમર ખય્યામની રૂબૈયાતો હોય ને ? પ્રેમ ને પ્રારબ્ધ, સ્મરણો ને અશ્રુ, મૃત્યુ ને અમૃતઃ માનવજાતિના એવા શાશ્વત ભાવોના શાશ્વત પરિમલ નવસૌન્દર્યને સ્વરૂપે આ ફૂલપાંદડીઓનાં મુક્તકોમાં મ્હેકે છે. મિલનના મોક્ષના દિવસનાં સરિખડાં આમાં અજવાળાં નથી; અવનીની પડેલી અન્ધારી રાત સરિખડાં આમાં પતનનાં અન્ધારાં નથી; એ ઉભયથી નિરાળી, સન્ધ્યાકાળના ઝાંખા ઝળઝળામાં એક જાતની વિશેષ ગહનતા ને અગોચરતા, દેખાય-દેખાય ને સન્તાય એવી કાંઇક સવિશેષ (Mysticism) અગમ્યતાની ઝાંખ હોય છે; એવી કાંઇક અગમ્યતાની ઝાંખની છાયા આ ગ્રન્થમાં તરવરે છે. કાંઇક આ ધ્વનિકાવ્યો છેઃ એમના શબ્દો ઉચ્ચરે છે તેથી અવબોધે

છે વધારે. ન્હાનકડી ચોપડી છતાં આ રસગ્રન્થ છે. પચ્ચીસ કુસુમમાળાઓ કે પચ્ચાસ ભણકારનાં આમાં રસસામગ્રી કલાસુષ્ઠુતા શબ્દમાધુર્ય ને કાવ્યપ્રસાદ છે.

૧૩

પ્રાચીનતાનો પાઘોટો ઘાલી નવયુગના એક સાહિત્ય-પુરાણીજી આવ્યા, ને ઉચ્ચર્યાઃ 'અમારાં પુરાણોમાં નરગિસ ને ગુલાબનાં નામે નથીઃ માટે એવાં ફૂલ હોય જ નહીં. ફૂલ હોયે, ત્હો યે તે પરદેશી; આર્યાવર્તની ભૂમિને ભાવે નહીં.' આ કવિની કવિતા કહે છે એમનેઃ 'અરે ભૂલતા સર્જન! આર્યોનાં વતન મધ્યએશિયામાંથી બાદશાહોએ એ ફૂલ આણ્યાં, ને બાદશાહતનાં તખ્ત સંગાથે રોપ્યાં. આંખ મીંચી દીધાથી એ ઇતિહાસ ભૂંસાશે નહીં. તખ્તો ઉખડી જશે, ત્હો યે ઇતિહાસના અક્ષરો રહેશે. સિંહાસનોથી સાહિત્ય વધારે અમ્મર છે.'

૧૪

આ રસકાવ્યોમાં કવિ તો ઉચ્ચરે છે કે; 'કોણ કહે છે કે હું કવિ છું? મ્હારાં મા મ્હને હાલરડાં ગાય છે; હું તો માત્ર ત્હેનું અનુકરણ કરૂં છું.' જગતના મહાકવિઓને યે જગન્માતા મહામાયા અગમ્યતાને કો ઝૂલે ઝૂલાવી હાલરડાં ગાય છે; ને મહાકવિઓનાં મહાકાવ્યો યે એ મહામાયાના અનાહત નાદનાં આછાં-અધૂરાં અનુગીતો જ છે.

૧૫

કોઈ બુદ્ધિનાં ઘૂંચળાં ઉકેલે છે; કોઇ લાગણીના પરપોટા ફોડે છે; કોઈ તારલાની પેઠમ અન્ધારામાં જ ઝબકે

છે; કોઈ પરપી'છે નિજને મોર માની નાચે છે. આ રસગ્રન્થમાં આત્માના અક્ષર માંડી રસશાસ્ત્ર આલેખેલાં છે. ઉકલે તો વાંચો: સહુને કાજે એ છે.

૧૬

આ કાવ્યગ્રન્થની અસાધારણ રસસમૃદ્ધિથી અજબ થઇને મ્હારી ભૂલ થતી હોય તો તે સુધારવાની અભિલાષાથી, કેટલાક સાક્ષરમિત્રોને આના ફરમાઓમાંથી રસકાવ્યો દાખવ્યાં. બેએકે શંકા ઉચ્ચારી કે કદાચ ભાષાન્તરો હશે. અસાધારણત્વના મ્હારા અભિપ્રાયમાં હું સુદૃઢ થયો. અમૃતલાલ પઢિયારનું યે એવું જ થયું હતું. શેઠ લક્ષ્મીદાસ ખીમજીની ઇચ્છાથી એમના આર્ય વિધવા નામના પુસ્તકનો હસ્તલેખ પઢિયારજીએ શેઠ માધવદાસ રૂઘનાથદાસને ને શેઠ કેખુશરૂ કાબરાજીને બતાવ્યો. મ. કાબરાજીએ લક્ષ્મીદાસ શેઠને લખ્યું કે પુસ્તક ઘણું સારૂં છે; પણ આ છોકરો ( પઢિયારની ઉમ્મર ત્યહારે અઢારેક વર્ષની હતી; ભૈયા જેવો કચ્છ કસી, અડધે તાલકે ટોપી મૂકી, એક પહેરણ ભર વિચરતા; ને લક્ષ્મીદાસ શેઠનાં ભાડૂતોનાં ભાડાં ઉઘરાવતા ) કહે છે કે એ ત્હેણે લખ્યું છે તે હું માનતો નથી. એ પુસ્તક પ્રગટ થયે હિન્દુસ્થાન પત્રમાં સ્વ. વનમાળીદાસ લાધાભાઇએ અવલોકન લખ્યું કે કો સારા સાક્ષરે અમૃતલાલ પઢિયારનું તખલ્લુસ ધારણ કરીને આ પુસ્તક પ્રસિદ્ધ કીધું છે! આપણા કોઈ કોઇ નવજુવાનો યે અસાધારણ નીવડે એમ ક્ય્હાં સૂધી આપણે નહીં માનીએ?

૧૭

ગુલાબજળના આમાં ફૂવારા છે. ધારાઓની સિદ્ધાઇથી ને લંબાઈ પહોળાઇથી ફૂવારાને ઓળખનારાઓ આ ફૂવારાને ન યે ઓળખે. પ્રકૃતિમાતના હૈયામાંથી સ્વયંભૂ ફૂટતી આ દૂધધારાઓ છે. ગુજરાતના એક નવકવિની કવિતાની આ રસશેડો છે. ગુર્જર સાહિત્યના લતામંડપોને એ ઔર બહલાવશે.

૧૮

કેટલાંક એકદેશી હોય છે; કેટલાંક અનેકદેશી હોય છે. એકદેશીએ પોતાનાથી અન્યથા દેશી પરત્વે મતાભિપ્રાય ઉચ્ચરવા જ નહીં: પાળી શકાય તો એટલો મનોનિગ્રહ ઇષ્ટ નથી ? ! એમનો વાંક નથી: એમનાં નયણાં કાવ્યરસની એ વિવિધતા નિરખી શકતાં નથી, માટે તેમના આત્મા એ રસસૌન્દર્ય માણી શકતા નથી. પ્રેમાનન્દ ને સામળની, દલપત ને નર્મદની, છન્દશરીરશોભતી ને છન્દશરીરવર્જેલી: એમ અનેકરંગી ગુજરાતી કવિતાના રસ માણે એવા અનેકદેશી રસરસિકો ગુર્જર સાક્ષરસંઘમાં ઘણાં છે ?

૧૯

એક કોલેજમાં એક ઇંગ્રેજ ઉપાચાર્ય (Vice Principal) હતા—આજે તે આચાર્ય છે. કોયલ (Cuckoo) ચંડોળ ( Lark ), બુલબુલ ( Nightingale ) નાં ઇંગ્રેજ મહાકવિઓનાં ભાવગીતો એમણે વાંચ્યાં હશે કે નહીં, ને વાંચ્યાં હોય તો આત્માએ ઝીલ્યાં હશે કે નહીં,

એ તો એમનો આત્મા ભાખે તે ખરૂં. પણ એમને ત્હારે એક કુટેવ હતી. જ્યારે જ્યહારે વસન્ત આવતી, નવપલ્લવને હિન્ડોળે કોયલ હીંચકા ખાતી, જગત ભરીને વસન્તટહુકા બોલતી, ત્યહારે ત્યહારે તે ઉપાચાર્ય બન્ધૂક લેઇને નીકળી પડતા. પલ્લવઝૂલામાં દૃષ્ટિબાણ ફેંકતા, ને કોયલ ઉપર છરાઓ છોડતા. આ ગ્રન્થમાં એ કોયલના ટહુકા છે, વસન્તનાં વધામણાં છે. ઉપરભાખી કુટેવવાળા રસસાહિત્યના યે કો ઉપાચાર્ય ફૂલપાંદડીઓનાં આ પલ્લવઝૂમખાંઓમાં ઝીણી નજરો પરોવશે, ' વીશાળ ' 'હિમગીરી ' જેવી જોડણીની ભૂલો શોધી કહાડશે, ને એવી ક્ષુલ્લક ટીકાના છરા કદાચ છોડશે. પણ ક્ષુદ્રતાની એવી ગોળીઓનાં પરવાહીન રસકોયલના રસસન્તાન તો વસન્ત બેઠે ટહુકયે જ જશે, ને રસજગતનાં રસરસિયાંઓ એમના વસન્તટહુકાર સુણશે, ઝીલશે, ને હુલ્લાસશે.

૨૦

ફારસીમાં કહેવત છે કે " મસ્ક આંનસ્ત કે બખુદ બબૂયદ, ન કે અત્તાર બગૂયદઃ " તેમ સુરૈયા અરિખડો અવલોકનકાર ઉચ્ચારે તે નહીં, સ્વતઃ રસસૌરભે ભભૂકી ઉઠે તે કવિતા. દલપતરામ પણ કહી ગયા છે કે ' કવિતા ને કસ્તૂરી તે સાક્ષી વિના સિદ્ધ થાય.' વાંચનાર ! મુજ ભાખ્યે આને રસકવિતાની ફૂલપાંદડીઓ માનતાં માઃએમાંના રસસૌરભથી જ આ કવિતાને ઓળખજો–પારખજો.

૨૩મી નવેમ્બર ૧૯૨૪:
અમદાવાદ.

Nanalal Dalpatram Kavi

* પ્રિય મિત્રો !

ઉપરના વખાણને હું જરીકે લાયક નથી. કારણ કે હું તો એક દીન, અને પામર માણસ છું. પણ માલીકનું નામ જબાનપર લઈને યશ, અપયશ, જય, પરાજય એ સર્વમાંથી મેં મારા હાથ ધોઇ નાંખ્યા છે; એટલે જો આ પુસ્તકમાં તમને કંઈકે સારૂં લાગે તો તે પ્રભુનું સમજજો અને જે ખરાબ લાગે તે મારૂં. જે પ્રમાણે નદીના પૂરના પાણીમાં નિર્મળ, શિતળ જળ તે આસ્માનનું; અને કચરો, કાંટા અને ઝાંખરાં: તે પૃથ્વીના તે પ્રમાણે બાકી ગુજરાતના આ પનોતા કવિએ પુસ્તકની જે કદર કરી છે તે બદલ હું તેમનો ઘણોજ ઓશિંગણ છું. લગભગ આખું પુસ્તક છપાઇ ગયા પછી મને આ ઉપોદ્દ્ગાત મળેલો છે.

પૃથુ. હ. શુકલ.



Dedicated

TO

# My Sultana

# My Goddess, My Love.

"પ્રેમ અને ત્યાગ"

# ફુલપાંદડી.

૧

હું તો જુગારી છું.

સંસારમાં મારે માટે સ્થાન નથી; આરામ નથી. સંસારમાં તો લાય લાગી છે. એક દુઃખી દર્દભરી હાયથી સમસ્ત સંસાર વ્યાપ્ત છે.

તો આજે તારા જ દ્વાર પર મારા ભાગ્યની પરીક્ષા કરીશ.

ફળને તિરસ્કારતો, અદ્રષ્ટની મશ્કરી કરતો, હું ફરીથી તારા દ્વાર પર એક વાર આ વ્યર્થ જીવનનો પાસો નાખીશ.

કદાચ ભવિષ્યની કોઈ શૂન્ય ઘડીએ તું મારૂં સ્મરણ કરી એકાદ અશ્રુબિન્દુ પાડીશ, અથવા મધ્ય રાત્રિની નિઃશબ્દ શાંતિમાં મને યાદ કરી એકાદ ઉષ્ણ નિઃશ્વાસ મુકીશ.

૨

અનંત કાળની કોઈ પુનિત પળે તને કદાચ લાગશે કે એક રંક, લાચાર, દીન ભિક્ષુકે મારા જ દ્વાર પર મારે જ ખાતર જીવન સર્વસ્વનું બલિદાન કર્યું હતું.

એ ભવિષ્યની એક પળને માટે આજે હું જીવન-સર્વસ્વનો દાવ તારા દ્વાર પર નાખીશ.

૨

તું તારા ટીચુકડા નાકનું ટેરવું ચડાવ કે તારા ઉષાના શરસના શેરડા જેવા આરક્ત હોઠ મરોડ, પણ ફણીધર જેમ ગારુડીને વશ થાય છે તેમ તું મારે શરણે થઈશ.

યાદ રાખજે !

૩

મારી સુલતાના !

ઈશ્કની આગમાં તારો સુવર્ણનો તાજ પીગળી નહિ જાય ત્યાં સુધી તારા દ્વાર પર ફકીરની ધુણી ધખતી રહેશે.

અને સારો સંસાર જોશે કે અનંત ધૈર્ય, અખંડિત ઉન્મત્ત પ્રેમ આગળ પથ્થર પણ મોમ બને છે કે નહિ !

વિધાતાએ તારો પરાજય અને મારો વિજય આજે નક્કી કરી દીધો છે.

૪

ઓ પાગલ !

તારી તુટેલી બીન કોને સંભળાવે છે ?

શું ! આ નિઃશબ્દ ઝરણને તારી બીન સંભળાવે છે ? પણ એ તો પોતાના જ તાનમાં મસ્તાન છે.

શું ! આ વિહંગને તારી બીન સંભળાવે છે ? પણ એ તો પોતાની પ્યારીના પ્રેમમાં દીવાનું છે. શું ! પ્રભુને સંભળાવે છે ? પણ એ તો મંદિરમાં ભક્તની આરતી સાંભળવામાં નિમગ્ન છે.

હા ! સમજ્યો.

પણે કોઈ તેલ વગરના લુખ્ખા, લાંબા, કાળા, ગુંછળાવાળા આસતેસ પવનમાં ઉડતા વાળવાળી, ડગલે ડગલે ઈશ્કના અંગારની છોળો ઉછાળતી, શ્રમ અને શ્વાસથી ધડકતાં સ્તનવાળી અભિસારિકા આવે છે.

હા ! સમજ્યો !

૫

છેલ્લી જ રાત છે.

શરાબી યારની મુલાકાતની છેલ્લી જ રાત છે. ચિરઆગમાં બળતા દિલને પ્રથમ અને અંતિમ આરામની આ રાત છે.

૫

દિલની દોલતનું દાન કરવાની આ પુનિત પળ છે, જોબનની ખૈરાતની આજ રાત છે.

શરમાઈશ તો દિલના અરમાન દિલમાં જ શમશે.

૬

શરાબીને શિરાઝી બતાવી સુરાઈ સંતાડવી, ભક્તને પ્રભુ બતાવી દૂર કરવો, પરવાનાને શમા બતાવી અંધારમાં દાબવું એ શું વફાઈનું કામ છે?

ત્યારે શું માશુકની મોટાઈ બેવફાઈમાં જ હશે?

ઉફ્ !

૭

હેરાન નહિ કરૂં.

જો છેલ્લી વાત સાંભળ.

આમ્રતરુ પર લચી જતો મોર, મદોન્મત્ત કોકિલા, રસમુગ્ધ ભ્રમરો, ઈશ્કદીવાની કમલિનીની મનમોહક સુરભિ એ સૌ શું માણસને પાગલ કરવાને બસ નથી કે તેં મને શરાબ પાયો!

તારા આ પૂર્ણિમાના ચંદ્ર જેવો કપોલપ્રદેશ, તેમાં આ શશિશશાંક શું શ્યામ છુંદણું, ભુવનમોહિની હંસી, મુરલીમુગ્ધ કાલી સમો કેશકલાપ એ શું મારૂં ભાન ભુલાવવા પૂરતું ન હતું કે તેં આવીને મને ચુંબન કર્યું!

૮

એક બિન્દુ દઈ દે.

યુગયુગનો પ્યાસી છું, સંસારરૂપી સહરામાં ક્યાંયે આરો નથી. નિરભ્ર આસમાનમાં આગ ભભુકે છે. નિર્જલ મરૂભૂમિમાં રેત સળગે છે. જીગરમાં તારી જુદાઈનો દાવાનલ પ્રગટે છે.

અનંત આગના વાસીને એક બિન્દુ દઈ દે.

મારા માલિક!

તારી કૃપાનું એક જ બિન્દુ દઈ દે, આ અંધ-કારમાં માત્ર એક તારક બતાવી દે, અને સ્વામી! હું તારી પાસે ચાલ્યો આવીશ.

અથવા

અય માલિક!

આ અંધારવનમાં આ આગના રણમાં સંતોષ માનીશ.

એક બિન્દુ દઈ દે.

૯

શયતાન! સાંભળ!

પ્રભુનાં દ્વાર ઉઘાડાં હતાં, ત્યાં દરવાન ન હતો. તેને સત્કારવાને મારૂં અંતર અફાટ ઉઘાડું હતું.

૯

પણ નિર્મળ આસમાનમાં જેમ એકાએક વાદળાં ઘેરાય, ધરતીની છાતી ચીરી જેમ એકાએક જ્વાળામુખી ફાટે તે પ્રમાણે તું આવી.

ધડકતા જીગર ઉપર હાથ દાબી, આંખ બંધ કરી, તારે જ ખાતર, ઓ બેવફા ! તારે જ ખાતર, એ અંધકાર, એ વીજળીની આગ અને એ પ્રલયનાં ધમસાણો સાથે મેં હાથ મીલાવ્યા.

જેમ મહાદાવાનલ સાથે મહાવાયુ હાથ મીલાવતો હોય તેમ તેને બુઝાવવાને નહિ પણ પ્રલયાગ્નિ પ્રગટાવવાને.

અને આજે ઓ દુર્જય સુંદરી ! તું પણ મારો ત્યાગ કરે છે !!!

જાઓ ! જાઓ ! શયતાનો, સૌ દૂર થાઓ.

૧૦

માનીનિ !

આ ભુવનમનહર રૂપનો તું ગર્વ કરે છે ? તો સાંભળ.

આ ગુલાબી ગાલો રાખ જેવા સફેદ થશે.

છૂરીની ધાર જેવાં આ તારાં નયનાં દિવસે પ્રગટેલા દીપ જેવાં નિસ્તેજ અને અર્થહીન થશે.

કમલદલ શો આ અધરસંપૂટ સૂકાં, ખરેલાં પત્ર જેવો કર્કશ અને પીળો પડી જશે.

ગાનના આલાપ સમું તારૂં યૌવન સ્તબ્ધ થશે.

માટે પ્યારી! ખુદાની રાહમાં સૌ ખેરાત કરી દે.

માલિકની મરજી પુર સર્વ નિછાવર કરી દે.

૧૧

સમુદ્રના શિકરે શિકરમાં, પર્વતમાલાના કણે કણમાં તારૂં મિલન અને તારી જુદાઇ જોઈ હું દીવાનો થયો છું.

૧૨

સમસ્ત સંસારના પાપની આગ મારા દિલમાં બળે છે. એ જુદાઇની આગમાં તારા મિલનની અધિરાઈથી હું દીવાનો થયો છું.

૧૩

એક વખતે કોઈ એક કવિ હતો. જગતના લોકો તેને સમજી શકતા ન હતા.

આથી કેટલાક લોકોએ વિચાર કર્યો કે આવા માણસની દુનિયાને જરૂર નથી.

લોકો દોડયા અને જગતને એક ખુણે જ્યાં કવિ રહેતો હતો ત્યાંથી તેને ખેંચી લાવ્યા.

કવિએ લોકોને કહ્યું, " પણ હું તમારૂં ડહાપણ સમજી શકતો નથી, માટે ડાહ્યો નથી થઈ શકતો."

આથી ગુસ્સે થઈ એક પંડિતે કવિના હૃદયમાં ડહાપણની કટારી મારી.

કવિ હસતાં હસતાં તે લોકોના પગ આગળ મરણ પામ્યો. હાસ્ય મીઠું પણ અસહ્ય હતું.

અત્યારે પણ જગતમાં એ હાસ્યના હૃદયભેદક પડઘા પડે છે.

૧૪

આવા મધ્યાહ્‌ને તું ક્યાં જાય છે ?

રસ્તા ઉપર કોઇ પથિક જણાતું નથી. સરિતાના ઘાટ ઉપર માત્ર બગલાં જ માલુમ પડે છે.

જુવાન પનિઆરી ! આવા મધ્યાહ્‌ને તું ક્યાં જાય છે ?

તારા કપાળ ઉપરનાં બિન્દુ સૂર્યના તડકામાં ચળકે છે, અને પક્ષી પણ માળામાં હાલતું નથી. ત્યારે પ્રિય પનિઆરી ! તું ક્યાં જાય છે ?

ખેડુતો પણ ઝાડ નીચે આરામ કરે છે, સૂરજ પણ મધ્ય વ્યોમમાં થાક ખાતો હોય એમ દેખાય છે, અને વૃક્ષોનું ગીત પણ બંધ થયું છે. ત્યારે ઘેલી પનિઆરી ! તું ક્યાં જાય છે ?

૯

આ ગામમાં એક એવો દીવાનો માણસ છે કે જે આવે મધ્યાહ્ને નદીતીરે સ્નાન કરવા જાય છે. ગરમીથી સરિતાનાં પાણી તપી ગયાં હોય ત્યારે જ તે સ્નાન કરવા જાય છે.

વ્હાલી પનિઆરી ! તું પણ તેની પેઠે દીવાની છે ?

૧૫

મને ખબર ન હતી કે મારા જેવા ભિખ્ખુ વાસ્તે તારાં દ્વાર ઉઘાડાં હશે, પણ જ્યારે તેં તે ઉઘાડવાની કૃપા કરી ત્યારે હવે તો મારી એ જ ભિક્ષા છે કે તારી સામે બેસી તારૂં મનોહર રૂપ નિહાળ્યા કરવાની તું મને રજા આપ.

૧૬

ગા, માશૂક !

તારૂં તે રસીલું ગીત હું સમજી નથી શકતો. પણ એમાં કાંઈક એવું છે કે જેથી મારો આત્મા સંતુષ્ટ થાય છે, અને મારાં પાપ ધોવાય છે.

ગા, માશૂક ગા !

૧૭

જો તું મને એક જ વખત, ફક્ત એક જ વખત તારા ચરણમાં મસ્તક ઝુકાવા દે, તો પછી હું સર્વ

દુઃખો સહન કરી શકીશ. એ એક ક્ષણના સુખને યાદ કરતાં હું નરકનાં દુઃખો પણ સહન કરીશ.

૧૮

હું તો પાપી છું !

તારી પાસે દયા માગવાનો મને અધિકાર નથી, પણ જો તું મને દયા કરી તારા સુન્દર ચરણનું ચુંબન કરવા દે તો પછી હું સુખેથી પાપનો પ્રવાહ જ્યાં ખેંચી જશે ત્યાં જઇશ.

સુખેથી કોઇ ગાઢ તિમિરમાં અનંતકાળ સુધી મારૂં જીવન વ્યતીત કરીશ.

૧૯

સરિતા વહે છે, વાયુ પણ વહે છે. વાદળીઓ પણ સ્વચ્છંદે વિહરે છે. જગત પણ કોઇ અજ્ઞાત પ્રદેશ ભણી ગતિ કરે છે.

હું એ બધું જોઉં છું પણ વહેવાને મારી પાસે રસ નથી. જગતના માનવીઓ મારા સામું જુએ છે અને હસે છે.

પણ પ્રભો ! હું વહી શકતો નથી. છતાં એક સુંદર સરોવર થઇશ જેમાં તારકોનું સુન્દર અને સ્વચ્છ પ્રતિબિંબ પડશે. મારી ખાતરી છે કે ત્યાં

પણ તું તારો હાથ લંબાવી મારા હૃદયસરની લહેરોમાં તારૂં ગીત ગાઇશ.

૨૦

મને ખબર છે.

મને ખબર છે કે તેં મને ગરીબને દયા કરી તારી વાડીમાં આવવા દીધો એટલે તારી આજ્ઞા થતાં મારે ગીત ગાવું જોઇએ, પણ મારા ઉષ્ણુશ્વાસથી સુકોમળ ફુલો કરમાઈ જશે અને નાજુક વેલીઓ નમી પડશે એ ભયને લીધે મારા ગળામાંથી સૂર નીકળતો નથી.

૨૧

નાથ !

લોકો મને કહે છે કે સમય પર તમે પ્રાર્થના કરતા નથી. પણ હું તારૂં ગીત સાંભળવામાં મારી પ્રાર્થના ભુલી જાઉં છું.

જ્યારે તું જ નિશદિન સુન્દર ગીત ગાયા કરે છે તો તેમાં બસૂરો સૂર હું શું કરવા ભેળવું ?

૨૨

નિશાનો વિરહ થતો હોવાથી ફિક્કા પણ મનોહર ચંદ્રને નિહાળતો હું નદીના કિનારા ઉપર બેઠો

હતો. ફેકતા દૂર નદીમાં ગાડાં હાંકતા ગામડીઆના સૂર સંભળાતા હતા. એવામાં પ્રેમી સારસે બૂમ મારી, “ ક્યાં છે ? ” આ સાંભળી વહેતી સરિતા થંભી ગઈ અને વિચારવા લાગી કે “ ક્યાં છે ? ” હું પણ વિચારવા લાગ્યો કે તે ભૂવનમોહિની સ્વછંદી બાલા ક્યાં છે ?

વિશ્વનાં સૌ તત્વો ચુપ થઈ વિચારવા લાગ્યાં કે તે વિશ્વમોહિની ક્યાં છે ?

૨૩

પ્રભુ !

મારાં સર્વ ગીત, મારાં સર્વ કાર્ય, મારૂં સર્વસ્વ તારામાં વિલીન હો !

૨૪

હું તારા ગીતથી એટલો તો મુગ્ધ છું કે જો તારૂં ગીત બંધ પડે તો મારી શી દશા થાય એની મને ખબર નથી.

૨૫

પ્રભુ !

હું જે દશામાં છું તે જો સ્વપ્ન હોય તો મને તેમાંથી કદી જગાડીશ નહિ. કારણ તે એટલું મધુર છે કે મને બીજાની ઇચ્છા નથી.

૨૬

તારાં ગીત તો સુન્દર છે, પણ હું તેની મોંઘી કીંમત આપું છું.

૨૭

ક્યાં સુધી આ વિરહ સહન કરવો ?

આના કરતાં મારા દ્વાર ઉપર આવી તેં સ્મિત ન કર્યું હોત તો હું કેવો સુખી હતો !

જ્યારથી મેં તારૂં સ્મિત દીઠું, જ્યારથી એ તારૂં મનમોહક હાસ્ય દીઠું, ત્યારથી મને ખબર નથી કે શું થયું છે ? પણ કોણ જાણે દિલમાં ચિર-ભયંકર જ્વાળા બળતી હોય એમ લાગે છે.

શું કરવાને તેં મને કાનમાં કહ્યું કે જગતની સર્વ મહત્ત્વાકાંક્ષા મિથ્યા છે અને હું જ સત્ય છું ?

શું કરવા તેં મારા સંગેમરમરના દિલને મોમનું બનાવ્યું ? જો તારે તે ચીરવું જ હતું ?

શું કરવા તેં મને અધરામૃત પાઈને અમર બનાવ્યો ? જો તારે મને વિરહમાં જ બાળવો હતો ?

અરે પાષાણહૃદયી ! તો શું કરવા તેં મને તારા ચાંદની જેવા હસ્ત વડે, તારા હિમધવલ હૃદય સાથે આલિંગન આપ્યું ? જો તારે મને દ્વાર પરથી ધક્કો મારવો હતો ?

શું હું બહાર ટાઢમાં પણ આનંદથી નહોતો રહ્યો ?

મને તારા સુંદર સ્મિતની ખબર ન હતી, હું તારા શરાબી હોઠના ચુંબનની મજા જાણતો નહોતો, તારી શરાબની સુરાઈની લહેજ્જત મને ખબર ન હતી. હું અજ્ઞાન હતો અને સુખી હતો. શું કરવા તેં તારા કમળની પાંખડી જેવા કપોલ ઉપર મને હાથ ફેરવવા દીધો ?

દુઃખ, દર્દ અને ધિક્કારમાં પણ શું મારૂં મસ્તક ઉચું નહોતું રહ્યું ? અને હૃદય નાચી નહોતું ઉઠતું ?

૨૮

તારી ભક્તિ કરતાં કરતાં સર્વ ખાકમાં મળી જાઓ.

૨૯

મારા જીવનની કોઈ પુનિત ઘડીએ તારાં દર્શન થયાં, પણ તે વખતે મને ખબર ન હતી કે મારે પછી આમ તરફડવું પડશે.

આહ ! જો તે વખતે જાણ્યું હોત !

૩૦

અજબ છે.

શરાબની ખુમારી અજબ છે. મસ્તાન સિવાય તેની લહેજ્જત કોણ જીરવે ?

## સાચા શિષ્યને જ ગુરુદેવ શરાબ આપે છે.

### ૩૧

જાદુગર !

તેં તારી લાકડી વડે જગતને અંધકારમાંથી પ્રકાશમાં ને મૌનમાંથી ગીતમાં ફેરવી નાખ્યું છે. પણ શું તારી જાદુઈ લાકડીમાં એવું નથી કે જે મારા હૃદયને સંગીતમય કરી નાખે ?

### ૩૨

મને એની દરકાર નથી.

કાંટા હોય કે ફુલ હોય, અમૃત હોય કે ઝેર હોય, ચુંબનનો શરાબ હોય કે અંગારની આંચ હોય.

મને એની દરકાર નથી. મને તો તે તારા હાથથી મળવું જોઈએ.

### ૩૩

માલિક !

હું તરસથી મરું છું. મને ટીપું શરાબ નહિ આપો ? હું તારા પ્રેમને વાસ્તે મરું છું, મને એકે શબ્દ આશ્વાસનનો નહિ કહો ?

હાય ! શું તું આવો જ છે ?

## ૩૪

ચાલો !

આપણે અહીંથી ચાલ્યાં જઈએ. આપણી જુવાની ખૂટી જાય ત્યાર પહેલાં આપણે પ્રભુના દરબારમાં પહોંચીએ.

નહિ તો આપણે રસ્તામાં જ વૃદ્ધ થઈને મરી જઈશું.

જુઓ ! સૂર્ય આથમે છે, અને આપણે આપણી જુવાની આથમે ત્યાર પહેલાં પ્રભુ પાસે પહોંચવું જોઈએ.

## ૩૫

તને પ્રાપ્ત કરી આનંદાશ્રુની મને પ્રબળ ઇચ્છા થતી પણ આંસુ આવતાં નહિ, કારણ મારાં આંસુ ખૂટી ગયાં હતાં.

હિમ્મત તો હતું જ નહિ એટલે હું પત્થર માફક ઊભો રહ્યો.

## ૩૬

મને લાગે છે કે તારું ગીત સાંભળવું અને એમાં મુગ્ધ થવું એ જ મારા જીવનનું ધ્યેય છે.

## ૩૭

હું જાણું છું કે તું વિશ્વની સુલતાના છે, સમુદ્ર-ને તળીએ ઠરેલાં રત્નો અને ધરતીના પડમાં વસેલા

ખજાનાની તું માલિક છે. તે છતાં જો તું મને આજ્ઞા કરીશ તો હું તારે વાસ્તે હિમાલયમાંથી ફરહાદની પેઠે મ્હેલ કોતરી કાઢીશ; ગોપીઓની પેઠે સ્વર્ગનો ઈન્કાર કરીશ.

પણ તું તો શ્રીમંતાઈથી ગર્વિષ્ઠ છે. એટલે મારો પ્રેમ શી રીતે બતાવું ?

પણ પ્રેમ વગર સર્વ ખજાના માટી બરોબર છે. ભક્ત ન હોય તો ઈશ્વરની પણ કોડી કિંમત નથી.

૩૮

મેં જગતમાં કશુંયે કર્યું નથી.

જ્યારે તારાથી વેગળો થાઉં છું ત્યારે મારી સર્વ શક્તિઓ અલોપ થઈ જાય છે; જ્યારે તું નજદીક હોય છે, ત્યારે હું તારા સૌન્દર્યમાં મુગ્ધ થઈ જાઉં છું.

તું જ કહે કે હું શી રીતે કંઈ કરૂં ?

૩૯

મેં તો તારી પૂજા આદરી છે. મારાં હરેક કાર્ય તારી પૂજાર્થે થાઓ !

૪૦

પણે સમુદ્રની ક્ષિતિજમાં તોફાનનો જન્મ થયો

લાગે છે અને પર્વત જેવડાં મોજાંના હૃદય ઉપર મારૂં વ્હાણુ, શિખર ઉપર ઉડતાં પંખી જેવું રમે છે.

૪૧

ભલા માણુસો ! તમે મને ગરીબને શું કરવા સતાવો છો ?

મારૂં વ્હાણુ તમારા કાફલાને નુકસાન નહિ કરે. મારી કિસ્તીમાં તમારા બજારને લાયક માલ નથી. વેપારમાં મારે તમારા હરિફ થવું નથી.

જ્યાં સમુદ્ર ઠરી જાય છે, જ્યાં ઉષા દીર્ઘકાલ ટકે છે, જ્યાં ભાસ્કરના પ્રખર કિરણો હિમમાં પ્રતિબિંબિત થાય છે ત્યાં જઈ મારે તો વાસ કરવો છે.

૪૨

ખાક તો તારીયે થવાની છે અને મારીયે થવાની છે, પણ તેમાં ફેર છે.

હમારી ખાક ફીનીક્સની પેઠે હમારાં આંસુથી થશે અને તમારી ચિતા બીજાને હાથે રચાશે.

૪૩

સમીર ! સરિતા ! તમારાં ગાન શું કરવા બંધ થયાં ? શું મારા નાથની એવી આજ્ઞા છે કે દુઃખીના

આશ્વાસન વાસ્તે તમારે ગાવું પણ નહિ ? કે પછી ગાતાં ગાતાં તમે થાકી ગયાં ?

૪૪

તારા ચરણમાં નમન કરતાં કરતાં ખાકમાં મળી જવું એ જ અમારૂં સ્વાર્પણ. એ જ હમારી ભક્તિ ! એ જ અમારો અંત !

૪૫

કોણ કહે છે કે હું કવિ છું ? મારાં મા મને હાલરડાં ગાય છે. હું તો માત્ર તેનું અનુકરણ કરૂં છું.

૪૬

સુરજ લીલી ટેકરીઓ પાછળ આથમી ગયો અને ગોવાળની વાંસળી વાગતી બંધ થઈ એટલે હું બારી આગળથી ઉઠી ગયો.

સંગીત અને પ્રકાશ વગરનું જગત કોને ગમે ?

૪૭

હું કોઈ દિવસ હસતો નહિ, પણ એક દિવસ કવિતાએ આવી મને ચુંબન કર્યું, ત્યારથી મારા હોઠ ઉપર હંમેશાં સ્મિત ફરકે છે.

૪૮

એક દિવસ ચાંદની રમતી રમતી હિમાલયની ખીણોમાં ગબડી પડી.

મેં મૂર્ખે જાણ્યું કે પડવાથી એ દિલગીર થઈ હશે તેથી હું એને આશ્વાસન આપવા ગયો.

પણ એ તો હસતી હતી.

૪૯

મારી પાસે એક પુરાણી નૌકા છે. સમુદ્રના અથાગ જળને ઓળંગવાને મારી પાસે એ જ એક નૌકા છે.

જગતમાં મેં તપાસ કરી કે એની કોઈ મરામત કરે છે? અનેક યુગો પ્રવાસીની માફક વહી ગયાં, નૌકા એમની એમ તૂટેલી છે. સમુદ્રનાં મોજાં મારી તરફ જોઈ સ્મિત કરે છે.

હું કોઈ એવાની રાહ જોઉં છું કે જે મારી નૌકા મરામત કરે.

૫૦

મારા પ્રભુ! મારા વ્હાલા, મારા દિલમાં કાંઈક થાય છે. તેથી હું ગાઈ શકતો નથી. પ્રભુ! તારો હાથ મારા દિલ ઉપર મૂક, જેથી હું તારા ચરણમાં બેસીને ગાઈ શકું.

૫૧

સુલતાના!

તારી ભૂવનમનમોહિનીમૂર્તિ એક એવું સૌન્દર્યનું ઝરણું છે, કે જેને જોવાનું ક્યાંથી શરૂ કરવું અને ક્યાં પુરૂ કરવું એ સુઝતું નથી.

જ્યાં નજર પડે છે ત્યાં ઠરી જાય છે.

પર

જ્યારે ગ્રીષ્મ આવે છે, ત્યારે જેની પાસે વહેવાને રસ નથી એવાં ઝરણાં સુકાઇ જાય છે.

પ૩

રૂદનમાં એ તારૂં મનસ્વીપણું દેખાતું હતું કારણ કે તેં મને તારાં આંસુઓ ચૂમવા દીધાં નહિ.

પ૪

√ફકીરીની મજા અજબ હોય છે. એ મજા વર્ણવવાની ફકીરોને ફુરસદ હોતી નથી.

પપ

પુરાણા, ખંડિયેર થએલાં મકાનો ઉપર સૂરજ પોતાના કિરણ નાંખે તો એ શું? અને ન નાંખે તો એ શું?

પ૬

ઉંચેથી પડતા ધોધમાં જ પ્હાડને તોડવાની તાકાત હોય છે.

## ગંગાનું પતન અને જગતનો ઉદ્ધાર.
## કોણ કહે છે કે પતન એ પાપ છે?

૫૭

સુન્દર નિશાએ પોતાના પ્રવાસની તૈયારી કરી. પોતાની રૂપેરી દેહ ઉપર શ્યામ સાડી ઓઢી, કપાળમાં ચંદ્રક કરી, અલબેલી નિશાએ જતાં જતાં મને કાનમાં કહ્યું; "હું એને શોધવા જાઉં છું." નિશા ઝડપથી એની શોધમાં નીકળી પડી.

ઉષા શરમાતી શરમાતી બ્હાર આવી. એણે મને પૂછ્યું કે, "તને **એની** મુલાકાત થઇ છે? હું એને શોધવા આવી છું." મેં એને ડોકું હલાવી ના પાડી. ઉષા પણ **એને** શોધવા પ્રવાસે નીકળી.

મને લાગ્યું કે પવન અને સરિતા પણ **એને** જ શોધવા ભટકે છે, અને હિમગિરિ ઉંચું મસ્તક કરી **એની** જ રાહ જોઇ રહ્યા છે. પણ મારામાં હવે **એને** શોધવાની તાકાત રહી નથી. એટલે હું આ રેતીના કિનારા ઉપર બેસી **એના** ગીતથી સંતોષ માનીશ.

૫૮

સૂર્યનું ધ્યાન ધરતી ઉષા ઉભી રહી અને આખરે સૂર્યમાં મળી ગઇ. તેમ હું તારૂં ધ્યાન ધરીશ અને તારામાં મળી જઇશ.

૫૯

ઓ સમુદ્ર ! ઓ સરિતાઓ ! તમે એક વખત સુકાઈ જાઓ. ઓ ઝરણાંઓ અને સરોવરો ! તમે શોષાઈ જાઓ. તારાઓ ! નક્ષત્રો ! તમે સૌ ખરી પડો. અરે સુકુમાર કુસુમો ! તમારી પાંખડીએ પાંખડી ખરી પડો. માનવીઓ ! તમારાં હૃદય ફાટી જાઓ; કારણ, મારો નાથ ક્યાં છુપાયો છે તે મારે જોવું છે.

૬૦

અય માલિક !

હું કમળ, તું સરોવર. તારામાં હું જન્મ્યું, તારામાં હું પોષાયું, માટે મારૂં સર્વસ્વ તને જ સમર્પણ હો. મારી વૃદ્ધાવસ્થાની ચીમળાયલી દેહનું અંતિમ શાન્તિસ્થાન તારા વગર બીજું કોણ હોય ?

૬૧

ડાહ્યા લોકો કહે છે કે હું આદર્શ વગરનો આળસી છું, કારણ કે પ્રભુ ! એમણે તારૂં ગીત સાંભળ્યું નથી.

૬૨

હું તારી આગળ અક્કડ ઉભો રહું છું, એનો અર્થ એમ નથી કે હું ગર્વિષ્ટ છું, પણ જો હું તને

નમીને પ્રણામ કરવા જાઉં તો તારૂં મુખકમળ મારી દૃષ્ટિમર્યાદામાંથી ખસી જાય.

મને એ અસહ્ય છે.

૬૩

સૌ શાંત થાઓ! સાંભળો! કોઇ હૈયાફાટ રડે છે.

૬૪

જ્યારથી મેં તારી તે મૂર્તિ દીઠી ત્યારથી લોકો કહે છે કે હું દિવાનો થઇ ગયો છું.

હાય! તારી જુદાઇમાં દિવાના થવું એમાં કેટલું દર્દ છે? કેટલું સૌભાગ્ય છે?

૬૫

પ્રિયતમે!

તારાં પાપને પણ મેં પવિત્ર માન્યાં છે અને એ તારા પ્રતિના પ્રેમની પરાકાષ્ટા છે.

એથી અધિક હું શું કરી શકું?

૬૬

જ્યાં હંમેશાં હું તારૂં રૂદન અને તારૂં હાસ્ય સાંભળી શકું. તે સમુદ્રો પરના ખડકોમાં રહેવું મને ઘણું ગમે છે.

૬૭

તારા વિરહમાં રડી રડી મેં આંખો ગુમાવી.

માલિક! હવે જ્યારે તું આવ્યો ત્યારે તારાં દર્શન કરવા હું અસમર્થ બન્યો.

જાણે જુવાની ગઈ અને માશુક આવી.

૬૮

ગાંડાઓ રડે છે અને હસે છે.

દુનિયાના ડાહ્યા લોક તે સમજી શકતા નથી. સમજી શકવાના નથી.

૬૯

હું એવું કરવા ઇચ્છું છું કે મારા મૃત્યુ ઉપર કોઇ રડે નહિ.

લોકો સુવેલાંને સંભારે છે અને રૂદન કરે છે. અહા મોતમાં કેવી મિઠાશ છે?

૭૦

અહા! એવું કોણ દયાળું છે કે જેના રૂદનથી ઝરણાં, સરિતા, સમુદ્રો, સર્વ ઉભરાઈ ગયાં છે.

૭૧

જહાંના બાદશાહો !

તમે જો એક વખત હાફીઝ અને મીરાંએ પીધો હતો તે, શરાબ પીઓ તો તમારા જવાહિરથી. અને લોહીથી લાદેલા તાજને તમે ખાકમાં ફેંકી દો

૭૨

ભલા, મને તો હવે બાદશાહોની શી પરવા હોય ?

અને માશુકની પણ શી હોય ? કારણ હવે મને કશાની ઇચ્છા નથી.

૭૩

✓ સમાધિ તો પ્રિયાની જ લગાવી શકાય, અને પ્રિયાના નામની જ તસ્બી અનંત હોઇ શકે.

૭૪

ઓ કૃતઘ્ન બુલબુલો ! શું તમે કરમાએલા ચમન ઉપર એક પણ આંસુ પાડયા વગર ઉડી જશો ?

ભલે, તમારી જેવી ઇચ્છા.

૭૫

લુકમાંના ચેલાઓ ! તમે ઇશ્કની બિમારી મટાડી ન શકો,

તમારી હકીમી દવાઓ એ દર્દને વાસ્તે નથી.

૭૬

અંધારી રાત્રિના તારકો! તમે પ્રણયની ઝાંખી સ્મૃતિ જેવા છો.

૭૭

જગતમાં એવાંને એવાં બાળકો રમે છે અને ગૃહો એ જ રીતે શણગારાય છે. શિવાલયમાં તે જ પ્રમાણે આરતી થાય છે.

બજારમાં હજુ એવી જ ધમાલ છે.

માત્ર હું જ વૃદ્ધ થયો છું.

૭૮

જહન્નમ જેવા આ ભીષણ જગતમાં માત્ર માલિકના નામ પર જ મારે આનંદ છે.

માલિકના નુરની ઝાંખી થવાની આશાથી જ મારા કરમાયેલા હોઠ ઉપર સ્મિત આવે છે.

૭૯

તારા ભણી મારો પ્યાર બતાવવાના વિચારથી હું હંમેશાં તારી રાહ જોઉં છું પણ જ્યારે તું આવે છે ત્યારે તારા દબદબા આગળ હું સ્તબ્ધ થઈ જાઉં છું.

એવું હરરોજ થાય છે અને હું મારો પ્યાર બતાવી શકતો નથી, આથી લોકો મને નાસ્તિક કહે છે.

૮૦

જો ઇશ્કની ધુણી આગળ સમાધી ચડે અને તે એવી કે, વિજળી પોતાના કડડાટો સાથે તૂટી પડે, અથવા કોઇ ધારદાર છુરીથી આંખને ખોતરી નાખે, કોઈ માથું કાપી ઠોકરે મારે તોયે જબાન ઉપરથી માલિકનું નામ ન ખસે.

એક હાય ન નીકળે, એક રોમાંચ પણ ન ઉભું થાય !

૮૧

મારા નરમ અને સ્વચ્છ હૃદયમાં જો પાપના છાંટા ઉડયા હોય તો તે તેં ઉશાડયા છે, માટે તારે જ એનો સ્વીકાર કરવો ઘટે.

૮૨

હવે હું કાંઈ અસંતોષના આંસુ પાડતો નથી. મારા પ્રભુ ! આ તો તારી કૃપાનાં આંસુ છે.

૮૩

વિશ્વની સર્વ સત્તાઓ તારા ગીતમાં રસાયેલી છે.

પહાડની ગુફાઓ અને આકાશના પડદાઓ તારા ગાનથી ધ્રુજી ઉઠે છે.

દુઃખ, દર્દ, મોત એ પણ તારા જ ગાનનો એક આલાપ, એક તાનં, એક પલટો છે.

૮૪

તું મને આલિંગન દઇ વિદાય કરે એ મને મરવા જેવું લાગે છે.

જેમ સુરભિ પુષ્પમાં મળી ગયેલી હોય છે, એમ મને તારામાં મળી જવાદે.

૮૫

તારી આવી નાલાયકી મને જરાયે ગમતી નથી, તું હંમેશાં હૃદયભેદક ગુનગુનાટ કર્યા કરે છે. પણ મુખથી કદી બોલતી નથી.

૮૬

હું દુનિયાને શું કરૂં?

હું તો એકલો જ તારી સાથે આવીશ. કારણ કે જ્યારે હું તેમને તારૂં ગીત સાંભળવા કહું છું ત્યારે તે લોકો કહે છે કે હું મૂર્ખ છું.

૮૭

ઓ પ્રભુ! જો તમે મારે ત્યાં આવો તો હું તમને શું આપી શકું?

વિયોગનાં આંસુ સિવાય તમને આપવા લાયક મારી પાસે કશું નથી. તમારી ગેરહાજરીમાં મારી પાસે આંસુ સિવાય શું હોય?

૮૮

જ્યારે યુવાન હૃદયમાં બળતા પ્રેમ જેવો ધગધગતો સૂરજ પૂર્વનાં દ્વાર ઉઘાડે છે અને કોઈ હુશિયાર ચિતારાની પિંછીથી ચિત્રાયેલી પાંખવાળાં વિહંગો સ્વર્ગીય ગીત ગાય છે, જ્યારે લીલા છોડવાઓ ફુલનો મુગટ પહેરી યુવાન સુંદરીની માફક અક્કડ ઉભા રહે છે, ત્યારે મને જીંદગી સફળ લાગે છે.

૮૯

જ્યારે હું હરિયાળાં સપાટ મેદાનોમાંથી પસાર થાઉં છું, જ્યારે દુનિયાના કંગાલ માનવચક્ષુથી ન દેખાય એમ અપ્સરાઓ ત્યાં નૃત્ય કરે છે અને બાલકોના હૃદય જેવી નિર્મળ હવા ફુંકાય છે ત્યારે મને તારો વિરહ સાલે છે. મારી આંખમાંથી જુદાઈનાં આંસુ ટપકે છે.

૯૦

તારી સત્તાની પતાકા રૂપ સૂર્યકર દ્વારા તું મારામાં નૂતન જીવન રેડે છે.

૯૧

વસંત !

મારે હવે તારૂં કામ નથી, કોકિલા ! ઝરણાં ! તમારૂંયે કામ નથી. કારણ હું યમલોકમાં જાઉં છું.

તમારે ત્યાં આવવું હોય તો ચાલો.

૯૨

તું ક્યાં રહે છે ?

આકાશમાં કે પાતાળમાં ? કણમાં કે ગુશલનમાં ? બાળકની નિર્દોષતામાં કે સ્ત્રીઓની કુટિલતામાં ?

૯૩

મેં તારો પ્યાર ખરીદ્યો છે અને બદલામાં સુખનો ભોગ આપ્યો છે.

તારા પ્યારની કિંમત મોંઘી છે.

૯૪

અહા ! તું કેવી દિલગીર દેખાય છે ! તારાં પગલાં કેવાં ધીમે ઉપડે છે ! કારણ શું છે ? મારી

તું બેવફા છે.

જો તું એક જ વખત આપેલો કોલ પાળે! જો એક જ વખત મન, દેહ, અને પ્રાણથી કરેલી મારી વફાઇનો વિચાર કરે!

પણ તું બેવફા છે.

કોને માલમ નથી કે તું બેવફા છે.

૯૮

તારાં નૈનાં! ઉફ!

એવું શું છે તારા નૈનમાં કે જે ચૂમવા છતાં તૃપ્તિ નથી.

એમાં એવી તે શી આગ સળગી રહી છે કે જેને ચૂમતાં દીલ સમસમી ઉઠે છે અને ચૈતન્ય સ્તબ્ધ થઇ જાય છે.

આવ! ઓ જાદુઈ નૈનાંવાળી! આવ!

તારાં નૈનની એ આગ મને ચૂમવા દે.

સંસારને, સ્વર્ગને જહન્નમ થઇ જવા દે.

આવ. એ જહન્નમનાં કોઇ એકાદ નિરાપદ ખુણે બેસી આપણે દીલની કીતાબો ખોલીશું.

સંસારમાં જેનું કોઈ નથી એવાં આપણે બે હાથમાં હાથ મીલાવી અનંત કાળ વ્યતિત કરીશું.

માશુક ! જેની પાસે શરાબ હોય, જોબન હોય તે આટલું દિલગીર શાને થાય ?

૯૫

પ્રભાતનો આથમતો શશિ, પ્રિયાએ રડી રડી રાતી કરેલી આંખ જેવો હતો.

૯૬

મા ! ઓ મા !

મારાં પાપ અને પુન્ય એ સૌને છોડી આ જ હું તારી પાસે આવું છું.

૯૭

તું દૂર છે,

કોને માલમ નથી કે તું દૂર છે.

જો એકવાર સમીપ થઈ જઈએ !

જો એક જ વાર હોઠથી હોઠ મીલાવી લઈએ !

પણ તું દૂર છે.

તું પાષાણ છે.

જો એક જ વાર તારા હોઠ ડસડસી રહે ! જો એક જ વાર તારા હૈયામાં ડૂમો ભરાય !

પણ તું પાષાણ છે.

તું બેવફા છે.

જો તું એક જ વખત આપેલો કોલ પાળે! જો એક જ વખત મન, દેહ, અને પ્રાણથી કરેલી મારી વફાઇનો વિચાર કરે!

પણ તું બેવફા છે.

કોને માલમ નથી કે તું બેવફા છે.

૯૮

તારાં નૈનાં! ઉફ્!

એવું શું છે તારા નૈનમાં કે જે ચૂમવા છતાં તૃપ્તિ નથી.

એમાં એવી તે શી આગ સળગી રહી છે કે જેને ચૂમતાં દીલ સમસમી ઉઠે છે અને ચૈતન્ય સ્તબ્ધ થઇ જાય છે.

આવ! ઓ જાદુઇ નૈનાંવાળી! આવ!

તારાં નૈનની એ આગ મને ચૂમવા દે.

સંસારને, સ્વર્ગને જહન્નમ થઇ જવા દે.

આવ. એ જહન્નમનાં કોઇ એકાદ નિરાપદ ખુણે બેસી આપણે દીલની કીતાબો ખોલીશું.

સંસારમાં જેનું કોઈ નથી એવાં આપણે બે હાથમાં હાથ મીલાવી અનંત કાળ વ્યતિત કરીશું.

લાજ શી? શરમ શી? ભય કોનો છે? કોઇને આપણી પડી નથી. આપણને કોઇની પડી નથી.

જાદુઈ નૈનવાળી!

આપણે હાથમાં હાથ મીલાવી, હોઠથી હોઠ મીલાવી આ અનંત પ્રવાસને પૂરો કરીએ.

૯૯

આસ્માન ખાલી છે.

અય માલીક! કરીમ! રહીમ! તારા ગુલામને માટે આસ્માન ખાલી છે.

ઉમ્મીદનાં તુફાનો નથી, આશાનાં કીરણ નથી, નિરાશાનો શરાબ પણ નથી.

ખુદા!

તારા દીદારના નૂર વગર જહાં અને આસ્માન, જીવન અને પ્રાણ સૌ વેરાન છે.

૧૦૦

અય માશુક!

ગુન્હાની સજા દઇ દે. ગુન્હેગાર છું કે નહિ તેના વાદથી શો ફાયદો છે?

પરવાનાએ સમાને કહ્યું, "તારૂં રૂપ એવું છે એમાં હું શું કરૂં"?

સમાએ પરવાનાને કહ્યું, "તારૂં દીલ એવું છે એમાં હું શું કરૂં"?

આ વાતનો અંત ક્યાં આવે?

દીલ દીધું છે તો દીલ દેવાની કિંમત ભરવાને પણ તૈયાર છું.

ફરમાવી દે તારી સજા, ખૂનથી તારી પાનીએ મેંદી ચ્રઢાવું કે, તારી બીનને માટે નૈનાંની નખલી બનાવું?

૧૦૧

પ્રવાસ અનંત હોય, પંથ નિર્જન હોય, જીવન રસહીન હોય, તે વખતે હું એકાદ પળ કોઇ વૃક્ષ તળે જો આરામ કરૂં અને તેને તમે પાપ કહો તો તેમાં મારી કસુર નથી.

માત્ર માલીક જ જાણે છે કે તેમાં મારી કસુર નથી.

૧૦૨

તાકાદ આપ.

એ મગરૂર પ્યારી પર પ્રેમ કરવાની તાકાદ આપ, બેવફાઇથી ગરદનો કપાતી હોય ત્યાં વફાઈ કરવાની તાકાદ આપ.

પત્થરની પૂતળી ઉપર જાન ન્યોછાવર કરવાની તાકાદ આપ આગને શરાબ બનાવવાની તાકાદ આપ.

અય માલીક ! જ્યારે ક્રોધ અને ધિક્કારથી તેનું હૈયું ધબકી રહ્યું હોય ત્યારે તે સુલતાનાના હોઠથી હોઠ મીલાવવાની આ ગુલામને તાકાદ આપ.

૧૦૩

માલીક !

જે તારૂં હતું તેને એકવાર ફરીથી અપનાવ.

આંખ મીંચી તારૂં ધ્યાન ધરૂં છું ત્યાં ખંજરની ધાર જેવી તેની આંખો ચમકી ઉઠે છે, આજે તારા નૂર કરતાં તેની આંખોનું નૂર શાથી પ્રિય થયું છે ? તારી કૃપાના અમૃત કરતાં તેના હોઠના શરાબ માટે દીલ શાથી તલપી રહ્યું છે ?

તારૂં ચીરપરિચીત ગાન સૂણવા ઘડીક સ્તબ્ધ બનું છું ત્યાં તો હવામાં છલકાતા ફુવારા જેવો તેનો કલરવ યાદ આવે છે.

પ્રભુ ! તેં મારો ત્યાગ શાથી કર્યો છે ?

ભલે, તારી ઈચ્છા પ્રમાણે થાઓ. આમીન.

૧૦૪

હે મિત્ર, સાંભળ !

પંડિતોની વાત તું માનીશ નહિ. આદમ અને ઈવને સેતાનેજ જ્ઞાનરૂપી ફળ ચખાડયું હતું.

માનવીઓને પંડિતો જ્ઞાનરૂપી ફળ ચખાડે છે.

પ્રભુની કૃપા ઉપર તું નિર્ભર રહેજે અને તને જે માર્ગે લઈ જાય તે માર્ગે ચાલ્યો જજે.

પ્રભુ અને તારી વચ્ચે પંડિતોને અને આચાર્યોને દલાલ રાખીશ નહિ.

૧૦૫

માલીક !

તારા ચરણને અશ્રુજલથી ધોઉં, તારા દીદારનાં દર્શન કરી તારી મોટાઈમાં ફના થઉં.

ઓ શાહોનાશાહ ! તારી કૃપાના સાગરમાં એકવાર અદૃશ્ય થઈ જઉં.

એટલીજ મારી આશા અને એજ મારૂં જીવન સાફલ્ય.

૧૦૬

શ્રીમંતાઈ અને કીર્તિ !

એ પ્રખ્યાતિનો અંધકાર મને ગમતો નથી.

મને તો અજાણ્યા મુસાફર થવું ગમે છે, જેને કોઈ પૂછતું નથી, પીછાનતું નથી.

૧૦૭

એક સ્વપ્ન થયું.

જાણે કોઇ અપૂર્વ સુંદરીએ પોતાના બાહુપાશમાં મને બદ્ધ કર્યો છે.

પણ જાગ્યો અને જોયું તો નાગપાશથી મારો આત્મા ગુંગળાતો હતો, તેના ઝેરીલા શ્વાસથી રાક્ષસી અંધકાર છવાયો હતો અને તેના ફુંકાર વાયુનાં પિશાચી તુફાનો પેઠે મારા બદનને રૂંવેરૂંવે આગ પ્રકટાવતા હતા.

૧૦૮

પંડિતો અને આચાર્યોએ મને કહ્યું પ્રભુ પ્રકાશ-મય છે. પ્રભુ એ જ પરમકલ્યાણ છે. તેની સાબીતીમાં તેમણે પોતાના જેવા જ ઉલ્લુઓએ લખેલાં પુસ્તકોનો મારી આગળ ઢગલો કર્યો.

હું ખરે જ અંજાઈ ગયો.

પણ બીજે દિવસે જ્યારે હું તે નદીની ભેખડ ઉપર આવેલા આંબાની છાંયે બેસી તે પુસ્તકો વાંચવાનો પ્રયત્ન કરતો હતો તેવામાં આસ્માનથી એક પરી ઉતરી આવી.

એક ઝણકાર ઉપર, માશુકના એક ઝુલ્ફ ઉપર જાન ન્યોછાવર કરવો એમાં પણ એક મઝા છે.

યૌવનથી છકેલી દીલબરની હડપચીના એક નીલ છુંદણાના ચુંબનને ખાતર જાનફેશાની કરવી એમાં પણ એક મજા છે.

લાખો પર માલીકના નામ સાથે કબ્રમાં દફન થવું એમાં એ મજા છે.

## ૧૧૩

જગતારણ્યના એ ભીષણ અંધકારમાં, મોહ-માયાના એ પીશાચી તુફાનોમાં પણ એક ચૈતન્ય દીપક ઝગમગતો હતો.

ભૂલા પડેલા નાવિકની એ દીવાદાંડી સમો હતો. મેં એને આધારે પ્રવાસ શરૂ કર્યો છે અને કીનારે પહોંચવાની મને આશા છે.

## ૧૧૪

હું તને ત્યાં કબ્રસ્તાનમાં મળ્યો હતો જ્યાં જમી-નમાં મડદાં નીરાંતે સૂતેલાં હતાં.

તારા ઉષ્ણ નિશ્વાસ વડે જગત ઉંઘમાંથી ખળભળી ઉઠ્યું અને વિદાય થતી વખતે તેં કરેલા ચુંબનથી આસ્માન યુગો સુધી ગુંજતું હતું.

ત્યાં તારા ગળામાં નંબર પડેલો હોય છે અને તને મળવાને માટે કાયદા અને કાનુનો નક્કી થયેલા હોય છે.

ઝરણના સ્વચ્છ પ્રવાહને બંધ કરી એના ગંધાતા જળમાં ગુલામો સ્નાન કરે છે અને મોક્ષની આશા રાખે છે.

પણ મેં તો તને નીલ આસ્માનમાં, સમુદ્રના અનંત જળપટમાં અને અમાસના ભયંકર અંધકારમાં જોયો છે અને હું મુકત થયો છું.

૧૧૧

જીવન અને મુક્તિ એતો તારા ગાનનો એક આલાપ માત્ર છે. તે સાંભળવાને જેને કાન નથી, સમજવાને હૃદય નથી, તેને નથી જીવન કે નથી મુક્તી, તે તો મરેલા છે.

૧૧૨

આશાની ભસ્મ ઉપર, કીર્તિનાં પડી ગએલાં ખંડીએરોમાં, નીરાશાની આગમાં નૃત્ય કરવું એમાં પણ મજા છે.

કોકીલના એક આલાપ ઉપર, પ્રિયાના નૂપુરના

એક ઝણકાર ઉપર, માશુકના એક ઝુલ્ફ ઉપર જાન ન્યોછાવર કરવો એમાં પણ એક મઝા છે.

યૌવનથી છકેલી દીલબરની હડપચીના એક નીલ છુંદણાના ચુંબનને ખાતર જાનફેશાની કરવી એમાં પણ એક મજા છે.

લબો પર માલીકના નામ સાથે કબ્રમાં દફન થવું એમાં એ મજા છે.

૧૧૩

જગતારણ્યના એ ભીષણ અંધકારમાં, મોહ-માયાના એ પીશાચી તુફાનોમાં પણ એક ચૈતન્ય દીપક ઝગમગતો હતો.

ભૂલા પડેલા નાવિકની એ દીવાદાંડી સમો હતો. મેં એને આધારે પ્રવાસ શરૂ કર્યો છે અને કીનારે પહોંચવાની મને આશા છે.

૧૧૪

હું તને ત્યાં કબ્રસ્તાનમાં મળ્યો હતો જ્યાં જમીનમાં મડદાં નીરાંતે સૂતેલાં હતાં.

તારા ઉષ્ણ નિશ્વાસ વડે જગત ઉંઘમાંથી ખળભળી ઉઠયું અને વિદાય થતી વખતે તેં કરેલા ચુંબનથી આસ્માન યુગો સુધી ગુંજતું હતું.

૧૧૫

મેં તે મારી નરી આંખે દીઠું હતું. તે જુવાન કવિ પહાડના એકાંત અને હીમમય શીખર ઉપર પડેલો હતો.

તેના પાગ પાસે સૂર્યના કીરણ જેવાં અંગવાળી એક બાલીકા બેઠી હતી અને મરણની ચીરનિદ્રામાં બીડાતાં તે કવીનાં નૈનાં ચૂમતી હતી.

મેં કહ્યું "તમારૂં શું નામ છે? તેણે કહ્યું "મારૂં નામ કલા."

"જગતમાં મેં તમારૂં રૂપ આવું કદીયે દીઠું નથી" મેં કહ્યું.

"જગતમાં? છી! ત્યાં તો કલા નથી. લક્ષ્મી અને અનીતિએ પસંદ કરેલી દાસી માત્ર કલાનું નામ ધારણ કરી જગતમાં રહેલી છે.

મારા આશકો મને પહાડમાં અને જંગલમાં શોધે છે." તેણે કહ્યું.

૧૧૬

ફકીરો પાસે સુવર્ણ અને રત્ન નથી હોતાં.

તેની કાળી કામળમાં ખાખ સિવાય કશું જ શોભતું નથી.

માટે જો તારી મારા ઉપર કૃપા હોય તો માલીક સુધીભર ખાખ દઈ દે.

૧૧૭

મારા દીલમાંથી મેં જગતના સર્વ ખ્યાલ કાઢી નાખ્યા છે.

પણ હજુ તેં મારા હૃદયનું સ્થાન લીધું નથી.

એટલે એમાં જુદાઇની આગ અને દર્દના ધુમાડા સિવાય બીજું કશું દેખાતું નથી.

૧૧૮

હું સાંભળું છું.

જગતમાં સર્વત્ર તે મહાન પ્રભુનું ગાન સંભળાય છે,

પણ તે સમજવાને પ્રભુના આશીર્વાદ આપણા ઉપર ઉતરવા જોઈએ.

૧૧૯

પ્રભુ !

તેં આભારથી મને એટલો બધો દાબી દીધો છે કે તારો આભાર શી રીતે માનવો તે મને સમજાતું નથી.

૧૨૦

માલીક !

હું તને આજે એક વાત સાફ સાફ કહી દેવા માગું છું.

તેં મને જીવન આપ્યું છે, તેની ના નથી, આ આકાશ અને આ પવન, આ લીલાં હરિઆળાં ખેતરો અને પરીસૂરત પ્યારી એ સૌ તારાં આપેલાં છે, તેની ના નથી.

પણ જો મારે હરવખતે તારાથી ડરવાનું જ હોય તો તે બધુંએ તું પાછું લે. મારે ન જોઈએ.

મેં તારી પાસે કશું માગ્યું ન હતું, અને તું બધું પાછું લઇશ તેની મને જરીક પણ દરકાર નથી.

માલીક ગુલામને આપે એમ મારે કશું જોઇતું ન હતું !

નહિ તો, તારી કૃપા તારા ગુલામોને મુબારક હો !

આમીન.

૧૨૧

લોકો મને મૂર્ખ કહે છે.

કારણ કે હું તારી સાથે દોસ્તીનો દાવો કરું છું.

પણ તારા ગુલામો શું બકે છે તેની મને શી પરવા હોય ? જ્યારે તેં જ દોસ્તીનો દાવો કાયમ રાખ્યો છે.

હું એ કદી વીસરી શકું એમ નથી કે તારી દોસ્તીમાં જે સુખ છે તે તારી ગુલામીમાં નથી.

૧૨૨

મારા રૂદનથી તારાં ચરણ ધોઈ, તેનું આચમન કરી મારા આત્માને પવિત્ર કરવા હું તારી પાસે આવ્યો છું.

૧૨૩

રાત્રિના ગાઢા અંધકારમાં, ઉન્હાળાના પ્રખર તાપમાં અને ઉષાના આછા અજવાળામાં હું તારૂં અનાહત ગાન સાંભળું છું.

૧૨૪

હું જાણું છું.

હું જાણું છું કે નિષ્ફળતા અને નિરાશા વગર મારા નસીબમાં કંઇ જ નથી, છતાં હું તારી પાછળ ભમું છું.

ભવિષ્યવેત્તાની માફક મારૂં ભવિષ્ય મને સ્પષ્ટ દેખાય છે, છતાં હું તારી પાછળ ભમું છું.

તારી પાછળ ભમનારના, સફેદ અને સૂર્યના પ્રકાશમાં ચળકતાં હાડપીંજર મારા પગમાં અથડાય છે, છતાં હું તારી પાછળ રખડું છું.

કબ્રમાંથી ફરહાદ અને મજનું પોકારી પોકારીને ના કહે છે, છતાં હું તારી પાછળ ભટકું છું. ભટકું છું કારણ કે મારા તકદીરમાં એ જ લખાયું છે.

૧૨૫

હું રાત્રિના અંધકારમાં ભટકતો હતો.

લોકોએ મને પૂછયું કે તારૂં શું ખોવાઈ ગયું છે. હું લજ્જાથી નીચું જોઈ રહ્યો.

હું તેમને કહી શકતો ન હતો કે મારો ચંદ્ર ખોવાઈ ગયો છે.

૧૨૬

વૃદ્ધ, મસ્ત શરાબીને મુખેથી મેં તારે વિષે સાંભળ્યું હતું.

આજે તારાં દર્શન કરી હું ભાગ્યાશાળી થયો છું.

૧૨૭

આસ્માનના સર્વ સિતારા સાથે મૂકો અને તેનો જેટલો પ્રકાશ થાય, તેટલો પ્રકાશ પ્યારીના એક કટાક્ષમાંથી નીકળે છે.

૧૨૮

ઈસુ હસારી સીજલસનો એક દિવાનો મહેમાન હતો. માલીકનો તે સાચો આશક હતો.

તેણે હમને કહ્યું કે “ આપણી ઈચ્છા પ્રમાણે નહિ પણ માલીકની ઇચ્છા પ્રમાણે થવા દો.”

મને લાગ્યું કે આશકને વાસ્તે એ એક જ રસ્તો ખુલ્લો છે.

૧૨૯

આમદાદના નૂરને ઝાંખું પાડે એવું, માલીકના હોઠ પરનું સ્મિત જુવો તો તમે ખૂની વૈભવોને લાત મારો.

૧૩૦

સૂરજ આથમી ગયો છે.

ચોકીદારો રાત્રે તાપવાને વાસ્તે તાપણી સળગાવે છે, ધીમે ધીમે જગતના પડદા ઉપર ચિતારો કાળપ પાથરી તેમાં પતંગીઆં જેવા તારકોના ચિત્ર ચિતરે છે, અને મારે હવે જવું જોઇએ.

મોડું ન થાય તે પહેલાં મારે ઘાટ ઉપર પહોંચવું જોઇએ.

મિત્રોનો પ્રેમ અને સ્વજનનો સ્નેહ મુલાયમ હોવા છતાં લોહથી પણ વજ્ર છે.

માટે મારે મોડું ન થાય તે પહેલાં ઘાટ ઉપર પહોંચવું જોઇએ અને મારી નાવનું સુકાન હાથ લેવું જોઇએ.

ગંગાની આવતી લહેરો મને બોલાવી રહી છે.

૧૩૧

હું તને સૌથી વધારે ચાહું છું.

કારણ કે મારી સિતાર અને મારી કવિતા તું જ સમજી શકે છે.

એ ચહાવામાં જો પાપ હોય, તો એ પાપ મારે મંજૂર છે. પણ હું જાણું છું કે એ પાપ નથી.

દુનીયાએ પોતાની સગવડતા ખાતર રચેલા કાયદાઓનો ભંગ, એ હરવખતે પાપ જ ગણાય એમ નથી.

ઘણી વાર તો તે પુણ્ય જ હોય છે.

૧૩૨

બાળક નદીને કીનારે રેતીનું ઘર બનાવતું હતું.

દૂર ઝુંપડીમાંથી કોઈએ તેને બૂમ મારી. તેણે ઝુંપડી સામું જોયું અને સ્મિત કરી પાછું પોતાનું ઘર બનાવા માંડયું.

મને એ દિવસ યાદ આવે છે જ્યારે હું રેતીનું ઘર બનાવતો હતો.

૧૩૩

જ્યારે હું નદીને કીનારે, ભેખડ ઉપર આવેલા વૃક્ષની છાંયે બેસું છું અને ઝાડીઓમાંથી આવતો

પંખીઓનો કલરવ, સારસની ચીસ, નદીનો ખળખળ થતો અવાજ વગેરે સાંભળું છું ત્યારે સ્વર્ગમાં ઇંદ્રાસન પર બેઠેલા ઇંદ્રની હું અદેખાઈ કરતો નથી.

૧૩૪

આકાશમાં સ્વચ્છંદે વિહરતા વાદળીના ટુકડા જેવી તારી યાદી હમેશાં મધુર હોય છે.

૧૩૫

સનમ !

હું તારાં આંસુ ચૂમીશ.

દિવાના કવિઓ તારી પાસે આવે છે, તારો સૌન્દર્યનો બુરખો જુવે છે અને કવિતા કરે છે.

પણ મેં એ બુરખો ખોલીને તારી લીંબુની ફાડ જેવી આંખોમાંથી મોતીની સેર જેવી સરતી અશ્રુધારા જોઈ છે.

હવે હું કવિતા નહિ કરૂં. ફક્ત તારી સાથે રૂદન કરીશ.

૧૩૬

લોકોએ રાતી આંખ કરીને મને કહ્યું કેઃ–‘તેં પાપ કર્યું છે.’

ખરેખર કહું છું કે હું આ સમજી ન શક્યો. કારણ કે જે જગત તેં પેદા કર્યું છે તેમાં પાપ શી રીતે પેદા થાય ?

અને ખરે જ જો તેં પાપ પેદા કર્યું તો, જેટલું મને પુણ્ય પ્રિય છે તેટલું જ પાપ પણ પ્રિય છે. બન્નેનો પેદા કરનાર તું જ છે.

પણ મેં લોકોને આ વાત કહી નહિ કારણ કે તેઓ સમજે એમ ન હતું.

આથી તેમની સજા સહન કરવાને, જબાન ઉપર તારૂં નામ લઈ, જગત આગળ હું મારૂં મસ્તક નમાવું છું.

હું જાણું છું કે એમાં તેમની કસુર નથી.

૧૩૭

મારી મેના !

√ શું કરવાને તેં તારા સુંદર મુખ પર ઘુંઘટ નાંખી દીધો છે ? અને તારાં પ્રકાશીત નૈનાં ને રૂપેરી ઘુંઘટમાં શા માટે છુપાવી દીધાં છે ?

૧૩૮

કોણ જાણે શાથી પેલું ગવાતું મૃદુ ગીત બંધ થયું, આ વખતે વસંત પણ ન આવી અને ઝરણાંએ પોતાનો કલરવ બંધ કરી દીધો.

કોને પ્રાપ્ત કરીને જગત આમ સ્તબ્ધ થઈ ગયું ? અથવા કોની જુદાઈમાં તે જડ બની ગયું ?

૧૩૯

મને તે બરોબર યાદ છે. વીજળી જેવી તેની ચળકતી આંખો વાદળીઓના ઘુંઘટમાં છૂપાઇ હતી. તેની મદોન્મત લથડતી ચાલ ઉપર સારી દુનીઆ કુરબાન હતી.

સારી સારી બાદશાહી મેં એના ઉપર ઓવારી નાંખી હતી અને મારો રાજમુગટ મેં એના ચરણમાં રગદોળ્યો હતો.

તે પરમ સુંદર હતી તેની મને બરાબર યાદ છે.

૧૪૦

પાનખર ઋતુમાં ખરી પડેલાં પાંદડાં સડક ઉપર આમ તેમ ઉડે છે.

હે પથિક શું તારી આશાઓ આમ છિન્નભિન્ન થઈ ગઈ છે ? તારો ચ્હેરો શાથી ઉદાસ છે ?

શું દૂરથી આવતી પવનની મંદ શીતળ લહરી તને આનંદ નથી આપતી ? કે આ શાંત નિરવ સંગીત તું સાંભળતો નથી ?

આહ ! અતિ દુઃખથી સુખ ભોગવવાની તારી શકિત ઝ્હેર મારી ગઇ છે.

૧૪૧

ઉન્હાળાના ખરા મધ્યાને વરસતી ગરમીમાં હું એકલો જ આ નિર્જન પથ પર તારી સુન્દર કુટિર તરફ આવું છું.

ગામની ડોશીઓ રેંટિયો બંધ કરી ઘડીક આરામ કરે છે. ખેડુતો પણ કોસ છોડીને રોટલા ખાવા બેઠા છે.

બાળકને હીંદોળતી હીંદોળતી પેલી ખેડુતની સ્ત્રી પણ જરીક આંખ મીંચી લે છે; પરબવાળી ડોસી પાણીની ગોળી આગળ થઇને અઢેલી નિરાંતે ઉંઘે છે અને કુતરૂં ગોળી ચાટે છે તેની તેને ખબર નથી, એ વખતે હું તારી પાસે આવું છું.

આમ્રતરૂની પેલી કામોન્મત્ત સખી કોકિલા "કોણ? કોણ?" એમ પોકાર કરે છે પણ તેને જવાબ દીધા વગર હું તારી પાસે ચુપચાપ ચાલ્યો આવું છું.

૧૪૨

સમુદ્રનાં ભયંકર મોજાં આસ્માનને ચૂમવાને ઉછાળા મારે છે, દરેકે દરેક ખલાસીએ પોતાની નૌકા

બરાબર લાંગરી છે અને પુરાણા કિલ્લાની દિવાલ આગળ બેસી તાપણી કરી તેઓ પોતાનાં ભીંજાયેલાં કપડાં સુકવે છે.

આ તોફાનમાં, વરસાદના વાદળાંથી આસમાન સીહા થઈ ગયું છે તે વખતે તારૂં નામ લઈને હું મારી નૌકા છોડું છું.

કારણ કે તું મને આ તોફાનમાં અને આ અંધકારમાં બોલાવે છે.

૧૪૩

મને ખબર ન હતી કે આ સમારંભ કોને વાસ્તે છે.

આમ્રવૃક્ષે કોને વાસ્તે મંજરીના તોરણ બાંધ્યાં છે અને આસમાને કોને માટે સોનેરી ચંદરવો લટકાવ્યો છે.

પણ એટલામાં મેં તારો હસવાનો સ્વર સાંભળ્યો અને જાણ્યું કે એ સઘળું તારે વાસ્તે છે.

મેં જાણ્યું કે મારા દેવ—મારા પ્રાણ પધારે છે.

૧૪૪

હે નાથ !

તારા જગતમાં સઘળું સુંદર છે પણ કોણ જાણે શાથી મને ગમતું નથી.

જાણે અપ્સરાઓ કેદખાનામાં રૂદન કરતી હોય એવું મને લાગે છે.

૧૪૫

હા, હું માળી છું.

ફુલોને ચૂટતાં મારો હાથ કંપે છે.

પણ તે કહે છે કે: “ભલા માળી! હમારે કરમાવું સરજાયું છે, તો ભલે બીજાને સુખ આપવામાં જ હમારૂં મૃત્યુ થાય.”

અફસોસ! તેમની વાત સત્ય છે, ઉદાર ફુલો કરમાય છે, માનવીઓ હારતોરા પહેરી રાજી થાય છે.

૧૪૬

તે રૂપનો દરીઆવ હતી.

કાળા વાદળાંમાંથી સરી જતી આકાશગંગા જેવી તેની સેંથી કાળા કેશકલાપમાં દેખાતી હતી અને રૂપના સરોવર જેવા તેના મુખચંદ્રમાં મળી જતી.

મુગ્ધ ઉષાના શરમની લાલી જેવા દેખાતા બે હોઠ પરવાળાના બેટ જેવા લાગતા.

આ રૂપના સરવર જેવો તેનો મુખચંદ્ર રૂપોદધિનો એક ભાગ ન હોય એમ લાગતું.

તે રૂપનો દરીઆવ હતી.

૧૪૭

મારી યાત્રા પુરી થાય છે.

પૂર્વ અને પશ્ચિમથી ધસી આવતા બે સમુદ્રો મિત્રતામાં જ્યાં હાથ મીલાવે છે ત્યાં મેં મારી કુટિર બાંધી છે.

મારે જે કરવાનું હતું તે મેં કર્યું છે, હવે તો હું એની રાહ જોઉં છું કે જે આ બંને સમુદ્રની પાર મને લઇ જાય.

બાકી મારી યાત્રા તો અહીં જ પૂરી થાય છે.

૧૪૮

જગતની સર્વ આશાઓ મેં પાણીના પરપોટા જેવી દીઠી છે.

આ મુલકના સર્વ ફુલોને મેં કરમાતાં જોયાં છે. અહીંનો સૂરજ નિત ઉગે છે અને નિત આથમે છે.

મેં તારી સાથે પ્યાર કર્યો છે; કારણકે તું અનંતયોવના છે.

૧૪૯

તે ગાન આસ્માનથી આવતું હતું. તેનાં મોજાં સૂર્ય જેવાં પ્રકાશિત હતાં અને મારી આલમને તે પ્રકાશથી ભરી દેતાં હતાં.

સૌ પાપીને પવિત્ર કરતું તે ગાન નિરંતર વહેતું હતું, અનંતમાંથી આવી અનંતમાં સમાતું હતું.

૧૫૦

તેણે મને પૂછ્યું "મારી કબર ક્યાં બનાવશો ?"
મેં કહ્યું "તારી ઇચ્છા હશે ત્યાં."

"જ્યાં કદીએ માનવીનો સંચાર ન થયો હોય ત્યાં બનાવજો." તેણે કહ્યું.

મેં પૂછ્યું "તારી કબર મારા હૃદયમાં બનાવું તો ?"

આ સાંભળી તેની જાદુભરી લુચ્ચી આંખોમાં પાણી આવ્યાં.

૧૫૧

પૃથ્વીની ઝાકળરૂપી મોતીથી ગુંથેલી કંચુકી સૂર્ય ખોલતો હતો અને તેથી ઉષા રૂપી લાલી તેના કપોલ પર આવી હતી.

૧૫૨

જુગારી !

બાજીમાં બધું ગુમાવીને ઉદાર થતાં તારે શીખવું હતું, નિરાશાનો અંધકાર અને અશ્રદ્ધાનું રણ તારે જોવું હતું, ફનાની મજા ચાખવાની તને ભારે ઇચ્છા હતી.

હવે આ ગભરામણ શાને માટે ? જેને આમંત્રણ આપ્યું હતું તેનો હસતે મુખે સત્કાર કરી લે.

આંખનાં આંસુ આંખમાં જ છુપાવજે. દિલની હાયને દિલમાં જ ગુંગળાવી દેજે. ભાઈ! જીવતાં છતાં મરીને તું અમર થજે.

૧૫૩

હું જાણું છું.

અંધકાર અને પ્રકાશ કંઇ જ નથી. જે બેતમન્નાથી હું પ્રકાશમાં જીવું છું તે જ રીતે હું અંધકારમાં પણ જીવીશ.

હું જાણું છું.

જહન્નમ અને જન્નત કંઈ જ નથી. જે બેપરવાઈથી હું જહન્નમમાં જીવું છું તેવી જ બેપરવાથી હું જન્નતમાં પણ જીવીશ.

૧૫૪

આવી નિર્જન રાત્રિમાં અંધકારની બીન પર કોણ હાથ ફેરવે છે ? શ્યામ રાત્રિમાં કોને સંગીતનું મન થયું છે ? કોના ગીતથી તારકોની આંખમાં ઘેન ચઢયું છે ?

કોની મહેફિલમાં જીવન અને જોબનની ખેરાત થઇ રહી છે ?

૧૫૫

મને તારી બેદરકારી ગમે-છે. તારી શ્વેત છાતી પરની બટન વગરની કફની જ્યારે હવામાં આમ તેમ ઉડે છે અને તારૂં થડકતું જીગર મારી નજરે પડે છે ત્યારે મને એમ લાગે છે કે જગતમાં એના જેવું નિર્મળ બીજું કશું યે નથી.

૧૫૬

અહો! કંઇક યુગોથી પ્રકાશ અને અંધકાર વચ્ચે યુદ્ધ ચાલ્યું હતું.

જ્યારે પ્રકાશનો સેનાપતિ સુરજ આવતો ત્યારે અંધકાર સમુદ્રને તળીએ, કે પ્હાડની એવી ગુફાઓમાં છુપાઇ જતો કે જ્યાં સુરજનાં અણીવાળાં બાણ પહોંચતાં નહિ.

પણ જ્યારે મદોન્મત્ત શ્યામ નિશા પોતાની અંધકારની પતાકા ફરકાવતી ત્યારે પ્રકાશ તારાઓમાં લપાઈ જતો જ્યાં રાત્રિની વિજયપતાકા ઉડતી નહિ.

અનંતકાળના યુદ્ધ પછી પણ કોઈ જીત્યું નહિ કે હાર્યું નહિ.

હું તેમનું યુદ્ધ જોતો હતો. તેમનું વેર અનંત હતું.

પણ પછી હું ન્યાયાધીશ થયો અને પ્રકાશ તેમ જ અંધકારને મેં આમંત્રણ કર્યું, હૃદયમાં બંનેને સ્થાન આપ્યું, જ્યાં તેમને માટે યુદ્ધ નથી પણ આરામ છે.

હું સર્વને આમંત્રણ કરૂં છું. પ્રભાત કે સંધ્યા, દોસ્ત કે દુશ્મન, શરાબ કે ઝહેર, જુદાઈ કે મિલાપ, મોત કે જીવન હું સર્વને આમંત્રણ કરૂં છું.

૧૫૭

અય બેવકુફો !

જો જગત મિથ્યા છે તો તમે સાચા ક્યાંથી થયા? અને જ્યારે તમારી જ હયાતી માટે સંશય છે તો તમારાં લખેલાં શાસ્ત્રો અને પુરાણોમાં સત્ય ક્યાંથી મળશે ?

માટે મિત્રો !

જગત સત્ય છે. તમે, હું અને સૌ સત્ય છે. પ્રેમ આ સત્યનો આત્મા છે. જ્યારે જગતમાં પ્રેમ નહિ હોય ત્યારે હું, તમે કે બીજું કંઇ પણ નહિ હોય.

૧૫૮

અરે જુલમગારો !

શું જીંદગીનો બોજો પૂરતો નથી કે તે પર વળી પાપ અને પુણ્યનો ભાર તમે લાદો છો ?

શું રાત્રિનો અંધકાર પૂરતો નથી કે આંખે પાટા બાંધો છો ?

૧૫૯

અરે લક્ષ્મી!

તું લક્ષ્મી થઈને ભૂલ કયાં કરે છે? આજને છોડી કાલને શીદ પકડવા જાય છે?

જો તું આજની કાળજી લઈશ તો કાલની કાળજી પ્રભુને માથે છે.

૧૬૦

અમે સમુદ્રને કિનારે વસતા હતા.

અમે દૂર દૂરથી આવતા મુસાફરો પાસેથી રંગ-બેરંગી ચળકતા પત્થરો એકઠા કર્યા હતા તે અમારો ખજાનો હતો અને અમને તેનું અભિમાન હતું.

પણ એક દિવસ ન જાણે કયાંથી એક અજ્ઞાત બાળક આવ્યો અને અમે તે બાળકને અમારો ખજાનો ગર્વથી બતાવ્યો. તે હસ્યો અને તેણે પોતાના ખોળામાં નાસુરભિવાળાં પ્રકાશિત પુષ્પો બતાવ્યાં.

હમે બધો ખજાનો સમુદ્રમાં પધરાવી દીધો અને એક પુષ્પ મેળવવાને હમારૂં જીવન તેના ચરણ આગળ પાથર્યું.

૧૬૧

મિત્ર !

આ લોકો કહે છે કે ગુલાબી ગાલોને ચૂમવા તેમાં પાપ છે.

પણ પૂણ્યાત્માઓને વાસ્તે તેમણે જે સ્વર્ગની રચના કરી છે ત્યાં મેનકા અને રંભા વગર તેમને ચાલ્યું નથી.

૧૬૨

શી પરવા છે ?

ભલાબુરાની સજા ખુદાના હાથમાં છે. પણ રડવા હસવાનું મારા હાથમાં છે.

૧૬૩

જેનાથી તું ત્હારા હાથ ધુએ છે એને રખે ગંગાજળ માનતી. એતો મારૂં ખૂન છે.

તું જે ગાન સાંભળે છે તે વેદમંત્રો નથી પણ દુઃખથી, જુદાઈથી ચીરાઇ જતા હૃદયની એક અનંત મુંગી ચીસ છે.

અને જેને તું ગભરાઇને ફેંકી દે છે તે અંગારો નથી; તારા વિરહમાં, તારી જુદાઈની આગમાં ચીકી રહેલું તે મારૂં અંતર છે.

૧૬૪

પૃથ્વીને જો તમે સ્વર્ગ ન બતાવી શકો તો તમને સ્વર્ગમાં જવાનો હક નથી.

૧૬૫

જેનો આત્મા સમર્થ છે તે પાપના ભૂતથી કદી બ્હીતો નથી, પુણ્યના દેવની તે કદી ખુશામદ કરતો નથી.

૧૬૬

શીખીશ ?

વિચાર કરી જો, એક વાર નહિ, સો વાર નહિ, લાખલાખ વાર વિચાર કરીજો.

બેવફા !

તારે પ્યાર કરતાં શીખવું છે? દીલને ન્યોછાવર કરતાં શીખવું છે? અરે! આસ્માન ધ્રુજી ઉઠશે, ધરા ધીકી જશે, પ્રાણ અને મન એક અનંત પ્યાસથી સળગી જશે.

આશકના દિલથી દિલ લાગેલું હશે, લબથી લબ મળેલા હશે, ગાલથી ગાલ દબાયા હશે છતાં યે પ્રાણ છટપટાતો હશે, બદનના રોમરોમે સહસ્રભાનુ સળગતા હશે.

એના વિચાર માત્રથી મગજ ખ્હાવરૂં બની જાય છે અને ખુન ફરતું અટકી જાય છે.

આવ, હું તને એ બધું ચે શીખવાડીશ.

પણ લાખલાખ વાર વિચાર કરી જો.

૧૬૭

પહેલાં મારૂં હૃદય પત્થરનું હતું એટલે એમાં દુઃખનાં સરોવર ભરાતાં અને ઉભરાતાં.

હવે તે રેતના રણ જેવું છે. ઝરણ ફુટે છે અને અને તરત જ વિલીન થઇ જાય છે.

૧૬૮

અરે મૂર્તિપૂજક !

જો તારી સામે ધડકતા જીગરવાળી અને સ્ફટિક જેવા બદનવાળી માશુક ઉભી છે.

હું ફાળા હૃદયને છોડી ઠંડા પત્થર અને કટાઈ જાય એવા પીત્તળમાં તને શું મળ્યું ?

૧૬૯

અરે ભોળા મિત્ર !

લુચ્ચાઓની વાતોમાં તું ફસાઇશ નહિ.

જો પૃથ્વીમાં જ હરણીની આંખો જેવી વીશાળ આંખવાળી પ્યારી મળતી હોય, અથવા હિમગીરીની કોઇ એકાંત, નિર્જન ગુફામાં જઇ વસવાની તારી શકિત હોય તો સ્વર્ગમાં એથી વધારે કશું યે નથી.

૧૭૦

પળના પણ વિશ્રામ વગર મેં મારી નાવ ચલાવી હતી. નીલ પાણીથી ભરેલા તે સમુદ્રના મોજામાં મેં એક જ ગીત સાંભળ્યું હતું. હવે હું થાકયો છું અને મારૂં હલેસું સમુદ્રમાં ફેંકી દઉં છું.

મેં એટલા સમય સુધી નૌકા ખેડી છે કે હવે મને તે ગાન જ પ્રિય થઇ પડયું છે.

હવે મારે ગાનાર શોધવો નથી. સફેદ ફીણવાળાં મોજાં મારાં મિત્ર બનશે અને તેમની ગર્જના મારૂં હાસ્ય થશે.

૧૭૧

મારી જીંદગીનો એ સૌથી સુખી દિવસ હતો જ્યારે અપકીર્તિ સાથે મારાં લગ્ન થયાં અને અપમાને મારા સખાનું રૂપ લીધું.

રાજમહેલો અને નગરની જાહોજલાલી છોડી જે દિવસે મેં જંગલની રાહ પકડી ત્યારે તેમણે મારો સાથ કર્યો હતો.

જો મારી કબ્રમાં પણ અમને સાથે જ સ્થાન મળે તો હું મારી જાતને ભાગ્યવાન માનીશ.

૧૭૨

સ્ત્રીઓ અને ફુલની ખુબસુરતી પરપોટા જેવી હોય છે. તે ચૂમવાથી નથી મળતી.

તેમનો રંગ પરપોટા જેવો હોય છે. અડકવા જતાં જ તેનો નાશ થાય છે.

તેની મજા દૂરથી જ સારી છે.

૨૭૩

એક વખતે મેં પ્યારીને માટે ગીત બનાવ્યું. હતું જગતના લોકો તેથી આશ્ચર્ય પામ્યા અને તેમણે મને કીર્તિના સિંહાસન પર બેસાડયો.

પણ મેં કહ્યું કે મને એકાંતમાં મરવા દો. કારણ કે તેણે મારો ત્યાગ કર્યો છે. તેની પ્રીતિ વગર માત્ર તમારી કીર્તિ વડે હું જીવી ન શકું.

૧૭૪

શી કસુર છે ?

શા સારૂં તમે મારાથી રીસાયાં છો ? તમે મારી સાથે યુગયુગથી રીસાયાં છે.

ચાલ્યાં આવો સુંદરી.

મારા ખુનનું એકેએક બુન્દ તમને પોકારી રહ્યું છે. હું કોઈને કહીશ નહિ કે તમે આવ્યાં છો. હું પુસ્તકે નહિ લખું. તમારા આગમનની કવિતા પણ નહિ કરૂં.

માત્ર મારી ઝુંપડીમાં બેઠાબેઠા રાંકના રતનની પેઠે તમારૂં જતન કરીશ.

૧૭૫

વ્હાલી પ્રિયતમે !

હવે તારૂં ગાન બંધ કર. મારૂં ન્હાનું હૃદય ફાટુંફાટું થાય છે. તારા ગીતનો ભાર મારાથી ઝીલાતો નથી.

તારૂં ગાન મારાહૃદયને છિન્નભિન્ન કરીને વહી જાય તે પહેલાં તેને બંધ કર.

તે વર્તમાનનું વિષ બને ત્યાર પહેલાં તેને ભુતની સીઠી યાદી રહેવા દે.

જો કિનારા છલકાય છે અને હવે ટીપુંએ સમાય એમ નથી.

૧૭૬

હે પ્રાણ !

આ અનંત વિશ્વમાં તારો મિત્ર તું જ છે, તારો દુશ્મન પણ તુંજ છે.

પર્વતમાળાની વજ્ર છાટોને છીન્નવિછીન્ન કરી નાંખે એવાં દુઃખોનો કર્તા અને ભોક્તા તું જ છે.

હે કસ્તુરીમૃગ !

તું ગીરી ગીરી ભટકવાનું ક્યારે છોડીશ ?

૧૭૭

હે ભિખ્ખુ !

આ પુષ્પો વડે આચ્છાદીત કરવામાં આવેલો પથ અને કેળના સ્થંભ પર પ્રકટાવેલી દીપાવલી તારે માટે નથી.

સત્કાર અને સન્માનમાં થતા આ શંખનાદ તારે માટે નથી, નગરની કુલવધુઓના ઘુંઘટમાંથી ઝળકતાં મદભર નૈન તારે માટે આતુર નથી.

વ્યર્થ ખોટી થા મા.

નગર બહાર દૂર ભયાનક નિર્જન વનમાં તારે માટે આગીઆના દીપ પ્રકટે છે, વાંસની ઝાડીમાંથી ફુંકાતો સમીર તારો સત્કાર કરે છે અને નિશાચર પશુપંખીઓ પોતાના કઠોર ધ્વનિથી તારે માટે મંગળ ગીત ગાય છે.

હે પ્રિય ભિખ્ખુ !

જા ! ત્યાં તને તારૂં પ્રિય અને શ્રેય મળશે.



# ભાવના સૃષ્ટિ

"પ્રેમ અને ત્યાગ"

લેખક:-

પ્રો. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી

એમ. એ.

પ્રકાશક:-

યુગાન્તર કાર્યાલય,

કણપીઠ–સુરત.

કિંમત રૂ. ૦–૧૨–૦

સખી! પ્રભાતે મુજ ભાવના ધરૂં;
અમોલું સ્હાંજે તુજ હાસ્ય હું ચહું.

# પ્રસ્તાવના

પાછલા પાંચ ૭ વરસમાં '**વસન્ત**,' 'વીસમી સદી,' 'ચેતન,' 'નવ ચેતન,' 'ગૂજરાત કૉલેજ સામયિક,' 'હાજી મહમ્મદ સ્મારક ગ્રંથ' અને એકાદ હસ્તલિખિત માસિકમાં મ્હોટે ભાગે 'પ્રેરિત' નામે પ્રસિદ્ધ થએલા મ્હારા અમુક પ્રકારના લેખોને એકઠા કરી ચૉપડીના રૂપમાં બહાર મૂકું છું. '**વસન્ત**' આદિ પત્રોના અધિપતિઓનો હું આભાર માનું છું. * * * *

કલ્પનાની સૃષ્ટિ અણદીઠી હોઈ જૂઠી જ હોય છે એમ નથી. અવાસ્તવિકતા અને જૂઠાણું એક નથી. આ 'ભાવનાસૃષ્ટિ'–કલ્પના સૃષ્ટિ–ખડબચડી લાગે હેવો મ્હને ભય છે; અને તેમ હોય તો ત્હેનો દોષ હું પુરેપૂરો સ્વીકારૂં છું. કલ્પનાની અગમ્ય અને જૂઠી ગુહામાં જાણી જોઈને લઇ જવાનો મ્હારો જરાકે ઇરાદો નથી. લેખો મ્હોટે ભાગે સ્વાનુભવરસિક હોવાથી વાચક સમભાવમય કલ્પનાથી વાંચશે એમ આશા રાખવામાં કશું વધારે પડતું નથી. * * * * * *

આ ચૉપડીના પ્રકાશન અંગે મ્હને મદદ કરનાર રા. **રતિલાલ ન્હાનાભાઇ તન્ના**, રા. **અંશુ કે. વશી**, ચિત્રકાર **રવિશંકર રાવળ** તથા રા. **બચુભાઇ રાવત**નો હું આભાર માનું છું.

તા. ૨૯–૩–૨૪ }
નાનપુરા, **સુરત** }

વિષ્ણુપ્રસાદ રણછોડલાલ
ત્રિવેદી



કાર: રવિશંકર રાવળ

તે પાણી તરફ આમથી તેમ ખોળામાં છીપોલીઓ ભરવા દોડવા લાગ્યો.

## "છાની સ્રવે"

ભ્રમર! તું છાનો રહે
તુજ ગીતને અટકાવ્યને;
ભાવના સૃષ્ટિ સુનેરી
કાં બધી પલટાવી દે;
ભ્રમર! રે છાનો રહી મુજ ગીતને તું સૂણ્યને.

આ ગીતડાં છે વેદનાં
આ રાહ ન્યારા તત્ત્વના;
એ કાળજૂનાં તત્ત્વ તો
તવ પુષ્પથી યે મિષ્ટ છે
નહિં રાહ ત્હેમાં લોકના પણ બ્રહ્મના પરબ્રહ્મના.

મૂઢ! તું ગણગણ્ કરે
સ્વરમૂર્તિ થઈ સૂણે નહિં;

તિમિર શો ભમતો અહિં
મુજ દિનની રાત્રી કરે,
તુજથી અલૌકિક વિશ્વ શું મુજ આત્મને મળશે નહિં.

કે ભલા પરતન્ત્ર છે ?
ને દૂત થઇને આવિયો,
સ્વર્ગમાં લટકી રહેલી
બાલિકાએ બાંધિયો,
દોરી વડે ખેંચી ત્હને મુજ મંદિરે લટકાવિયો ?

એ બાલિકા ત્ય્હાં શું કરે ?
પૃથ્વી શું આ સાંભરે ?
બાપલા ઊભો રહી
કર વાત તું ધીમો રહી
મુજ આંખડી તુજ ગીતથી અહીં શૂન્યમાં છાની સ્રવે.

*　　*　　*

શ્મશાન જે'વા મુજ ચિત્તમાં પ્રભો !
વીતેલ સ્વપ્નો અમથાં બળે છે;
શું જ્ઞાન ત્હેને કદી યે શમાવશે
કે માનવી સ્વપ્ન મહીં જ જીવે ?

# "આઘે આઘે ઘણે દૂર."

'Twas far too strange, and wonderful for sadness.
Sharpening by degrees, his appetite
To dive into the deepest. Dark nor light
The region;

*KEATS.*

આ લાંબી પીપુડી વગાડતું નગ્ન બાળક મ્હને ક્યહાં લઈ જશે ?

"આઘે આઘે ઘણે દૂર"

જંગલ અને ઝાડીઓ વટાવી, નદી અને ખીણો ઓળંગી, પહાડ અને પર્વત ઉપર થઇ

બાળક ચાલવા જ લાગ્યું. પીપુડીના સ્વરથી મધ્ય આકાશમાં ચન્દ્ર અને તારા નાચવા લાગ્યા. આ ભૂમિ કઈ હશે ?

"એ છે હિમાલયને ઉંચા હાથ કરી વળગેલું **ભારતવર્ષ**"

અનન્ત ઉત્કર્ષની ભવ્ય પતાકા ! માનવીનો જૂનો ઇતિહાસ ! તત્ત્વજ્ઞાનનું ત્હારૂં પારણું મન્દ જ ઝૂલે છે. અર્જુન અને કૃષ્ણના, બુદ્ધ અને શંકરના આત્મા ત્યહાં જ રમે છે. હવે તો થાક લાગ્યો. આ પીપુડીનો સ્વર તો ચાલુ છે; અને નગ્ન બાળક મ્હને કયહાં લઇ જશે ?

"આઘે આઘે ઘણે દૂર."

અરે ! હજુ "ઘણે દૂર"! પણ આ પ્રદેશ શો હશે ?

"**જરથોસ્ત** અને **મહુમદ**ના માનવી દેહના અવસાનનાં ગીત ગાઓ. ત્હેમના દેહ અને આત્માનાં પુલ અહીં જ વેરાયલાં છે. ત્હેમને ચગદશો મા."

નમસ્કાર. જૂદી ભૂમિના જૂદા પાઠ ઓ દેવ-

દેહીઓ આપી જજો. અવતારસૂનાં માનવીનાં જીવન અધૂરાં છે. પણ હવે તો થાક લાગ્યો. આ નગ્ન બાળક મ્હને ક્ય્હાં લઇ જશે ?

સ્વર ઉતર્યો: “ આઘે આઘે ઘણે દૂર.” હજી ઘણે દૂર ? પણ ત્‍હણે એ હાડકાં શાનાં પડેલાં છે ?

“ માનવીની જૂની જાહોજલાલીનાં. ગ્રીસ અને ઇટલીના એ પ્રદેશ છે. કલાનો સ્મરણસ્તંભ—હા—માનવકૃતિની દશાનો ભવ્ય પડઘો. અહીંયાં અવશેષ રહેલા તંતુથી કવિતદેવી ગીત ગાય છે. ”

કાન માંડું છું તો ઝીણું ગીત એ સંભળાય—અનન્ત સૂનકારમાં બાળકની પીપુડીનો સ્વર ઝણઝણાટ કરી રહ્યો છે. સમુદ્રના તરંગો કુદી કુદી ચન્દ્રરશ્મિ પીયે છે. પણ સમુદ્ર શાન્ત થઇ ગયો. વાજીંત્રના સ્વરને ઝીલવા ત્‍હેણે કાન માંડ્યા કે શું ? પગ દુઃખી ગયા. બેસી જઉં. આ નગ્ન બાળક મ્હને ક્ય્હાં લઇ જશે ?

“ આઘે આઘે ઘણે દૂર. ”

“ ઘણે દૂર ! ” દૂરથી પેલા ભડકા શાના જણાય છે ?

"માનવજીવનની એ આવી શ્મશાનભૂમિ. એ ભડકાનો તાપ આખી પૃથ્વીને લાગે છે; અને તનખા પડયા આખા યુરોપમાં. પૂર્વ પાણી છાંટશે અને શ્મશોનવિભૂતિ સાચવશે આંગ્લ દેશ. ચાલો આપણે પણ ઉતાવળા ચાલો. તાપ લાગશે."

પીપુડી તો વાગતી જ જાય છે. સમુદ્ર ઉપર તરાપો મૂકી હમે સમુદ્રમાં ઉતર્યા. નગ્ન બાળક ઉભું ઉભું વગાડવા જ લાગ્યું. પણ હું તો વિસામો લેવા બેસી પડયો. સમુદ્રની છૉળો મુખ ઉપર વાગવા લાગી. બરફના તરતા પર્વતો વટાવવા માંડયા. નગ્ન બાળક ! હવે શું આવશે ?

"હવે આવશે માનવજીવનનો નવો ઇતિહાસ. આ આપણે ઉતરીયે એ પ્રદેશમાં. અહીંયાં છે વિજ્ઞાનનું મહારાજ્ય. સ્વરાજ્યભાવના જાજરમાન પ્રૌઢા છે."

જમીન ઓળંગી ચાલવા માંડયું. પાછો સમુદ્ર આવ્યો ! આ નગ્ન બાળક મ્હને ક્ય્હાં લઇ જશે ?

"આઘે આઘે ઘણે દૂર."

હજુ "ઘણે દૂર"? સમુદ્રની છૉળો મ્હારા

તરફ આટલા બધા કુદકારા કેમ કરે છે? ચન્દ્ર તો અસ્ત પામ્યો છે અને હું તો કાંઈ ચન્દ્ર નથી. ના, ના, એ તો પીપુડીના સંગીતથી મુગ્ધ થઈ નગ્ન બાળકની આસપાસ રમે છે. વળી આ તો જમીન આવી! આ શું હશે?

" એ આવી ઉત્કર્ષની આશા. જાપાન તો પૂર્વનું ભવિષ્ય જાણે છે. "

વળી આગળ ચાલ્યા. બાળકના લાંબા વાજિંત્રની આગળ પાછળ સીતારના તારની પેઠે અવાજ કરતો પવન ભમે છે. ભ્રમર અને પુષ્પની ઈર્ષા તો ત્હને નથી થતીને? મ્હને થાક લાગ્યો છે અને આ બાળક ક્યહાં લેઈ જાય છે?

" આઘે આઘે ઘણે દૂર "

અરે હજુ 'આઘું' ન મટયું? પણ પેલો દેખાય તે પ્રદેશ કયો આવ્યો?

" એ પ્રદેશ તો સંન્યાસી જેવો છે. પ્રવૃત્તિમાં મન્દ જ જણાય છે. બાળકની માફક પોતાની રમતમાં ગૂંથાયલો રહે છે, અને આગળ પાછળની ગડમથલને કાન પણ દેતો નથી. "

દિવ્ય સંન્યાસી! ત્હને પણ નમસ્કાર. સૂર્યના

કિરણ ઉપર પ્રવાસ કરતા હોઇયે તેમ હમે ખો અને કોતર ઉપર થઇ ચાલ્યા હિમાલય ઉપરથી પ્રતિ-વમન પામતા કિરણથી અંજાઇ ગયા. હે બાળક ત્હેં બધા સૂર્યજ ભેગા કર્યા છે?

"ના એ તો આપણે હતા ત્યહાં ને ત્યહાં આવ્યા."

હવે તો વિશ્રામ લઇશું ને?

જવાબમાં બાળકે તો ચાલવા જ માંડ્યું. આ બાળક તો થાકતું જ નથી. મ્હને કચ્હાં લઇ જશે?

"આઘે આઘે ઘણે ઉંચે"

સંગીત અટક્યું. પીપુડીને પાછળ લટકાવી, બાળકે મ્હારા બંને હાથ ઝાલી મ્હને સાથે લઇ ઉડવા માંડ્યું. વાદળ વટાવી તારકોના સુસવાટમાં થઈ હું ખેંચાયો. છેલ્લા ઉદ્દગાર નીકળી ગયા.

માતૃભૂમિને છેલ્લું વંદન! ક્ષણિક જીવનમાંથી વિરામ પામી પરજીવનમાં વિશ્રામ પામવા જાઉં છું. હવે થાક નહિં લાગે. સ્વર્ગમાં એ બાળકને પૂછીશ ભવિષ્ય મ્હારા ભારતવર્ષનું. પણ આ બાળક મ્હને કચ્હાં ઉંચકી જાય છે?

"આઘે આઘે ઘણે દૂર"

# વિયોગ.

વ્હાલી !

સ્નેહના અગ્નિ ઉપર ધૂમાડાનો જૂઠો પડદો રહેવા દો; તનખો દેખાતાં કદાચ જગત ત્હેને ભૂત માનશે.

આપણ બેના આત્માનાં સૂક્ષ્મ શરીર બીજના ચન્દ્ર જે'વા નાવડામાં બેસી આ જગતથી દૂર ક્ય્હારે ઝૂલશે? સ્નેહી આત્મા! જગતમાં ભટકતાં તલાવ વા નદીને આરે પથ્થરને ઠેસ વાગે તો પંપાળજો. સંસારમાં આપણો ભેટો કંઈ હેવો જ હતો.

હું રડીશ તો બધાંને વાંકું પડશે, અને જગતને ઢોંગ લાગશે. સંસારનાં બન્ધનોએ મ્હને બાંધ્યો, સંસાર છોડશે ત્ય્હારે છૂટાશે. જગત અને

રૂઢિ નચાવશે તેમ નાચીશ. મ્હને રડવું ગમે છે; રડવામાં કાવ્ય જે'વી મીઠાશ છે. સમુદ્રનાં મોજાં ભેગી મ્હારી વાંછનાઓ અને આશાઓ તરવરશે તે વાંચજો. સમુદ્ર નજીક છે.

જગતથી ઉંચે જોવાનું—ઉંચે જોઇને જગતમાં ચાલવાનું મ્હને ગમે છે. સંસારની માયા ગણ-ગણશે તે સાંભળીશ. મ્હારે જોવી નથી. અનુભવવી નથી. સ્નેહીઓમાં પરદેશી માફક વસવામાં મ્હને શોક નથી. પણ—પ્રેમનાં બન્ધન વસમાં છે.

સંસ્કારી જીવ! હૃદયની વિદ્વત્તા મ્હારામાં આવી નથી. મગજની વિદ્વત્તા સ્થૂલ અને નાશવંત લાગે છે. હૃદયની કોમલતા મનુષ્યમાં ન હોય ત્યહાં સુધી મનુષ્ય, મનુષ્ય નથી. ત્હમે મનુષ્ય છો; અને ઉચ્ચ કોટિના મનુષ્ય તરીકેજ ત્હમને ચાહું છું.

અંધારામાં જશો? સ્વપ્રકાશ ત્હમને કેમ છોડશે? ઘણે દૂરથી પણ મ્હારો જીવ ત્હમારા ઉરના ઉન્હા નિશ્વાસ સાંભળશે.

હું બાળક હોત તો જગત મ્હારામાં શ્રદ્ધા વધારે રાખત. બાળકની માફક સંસારનો સમય રડી કહાડિયે તો કેમ? * * *

## —વિયોગ.—

હૃદયના પ્રિય અને મૂક આનંદ !

પૃથ્વીના પ્રવાસોમાં મ્હને ક્યહાં શોધશો ? આંસુમાં. આંબાના વનમાં પથ્થર ઉપર બેસી વિમાસણ કરો ત્ય્હારે પાંદડામાંથી સીસોટા મારતા પવનમાં મ્હને ઝીણા સાદે રડતો સાંભળજો. કુદરતમાં સ્વાતન્ત્ર્ય, અને મનુષ્યના જીવનમાં પરાધીનતા જ નજરે પડે છે; તો પ્રકૃતિનું મનુષ્ય અંગભૂત કેમ ? પણ કઈ આંખ્યે કુદરતમાં સ્વાતન્ત્ર્ય દેખાય છે ? એક મ્હારા જેવી વ્યક્તિની. તો મનુષ્ય નહિં હેવી વ્યક્તિને કુદરતના સ્વાતન્ત્ર્ય સંબંધી જ પૂછવું યોગ્ય. બધા મનુષ્યોને સાથે જોનારને મનુષ્ય પણ સ્વતંત્ર લાગે. પરાધીનતામાં મિષ્ટતા જણાતી નથી, અનુભવાય છે. દુઃખ અને અણફળ્યા પ્રેમમાં મનુષ્ય કીર્તિનો લાંબો માર્ગ છે.

જડ અને ચૈતન્ય બન્નેમાં પગ રાખનાર ઝાડની પેઠે જંગલમાં ઠોયા પેઠે ઉગવાનું હોય તો કે'વું !

આકાશના રંગોમાં વસ્તુતઃ છે કે કંઇ ? ત્હેમાં પણ આપણો આનંદ છે. બીજના ચન્દ્રમાં

બીજા દિવસો કરતાં વસ્તુતઃ વધારે છે કે ઓછું ? તથાપિ જગત ત્હેને કેમ પૂજતું હશે ? ત્હને દેખી તેથી પૂજી. જે'વી દેખી તે'વી પૂજી. જગત બીજાની આંખ્ય લેવા જાય છે ? ત્હને પૂજવામાં મ્હને ધૃષ્ટતા જણાતી નથી.

આ ધડકતી છાતી ઉપર હાથ રાખશો ? દેહ છોડતાં પછી વિમાસણ રહેશે નહિં. આત્માને પછી શાન્તિ જ છે. મનુષ્ય મનુષ્યને સાચવી લેશે. મૃત્યુ એટલે દેહની સમાપ્તિ.

મૃત્યુ એટલે અંત નહિં, પણ ફલસિદ્ધિ.

તુજ આત્મરસને આંખ્ય ભરીને પીઉં, પ્યાલુ પૂરૂં થતાં પહેલાં તો દુનિયાનો અંત આવે ત્યહાં લગી પીઉં. બાળક જે'વો થઈ જવા દે, અને ત્હારા હોઠ અને પોપચાં અને આખુંય મ્હોં દાબી મધુરો આદેશ માગીશ. ઝીલ તું તવ હસ્તમાં મુજ લાડીલી. બાળક હઉં તો મ્હને છાતી સરસો તું કાં ન ડાબુ ? દિવ્ય સંગીતનું હાલરડું ગા, અને અજ્ઞાતના અંધકારમાં ત્હારા ખૉળામાં ઢળેલો હું ઉંઘી જઉં.

સ્વર્ગમાંનાં વ્હાલ હૃદયમાં છે, અને સર્વમાં છે. સંસારમાંનાં વ્હાલ હૃદયમાં જ રાખવાં ઠીક છે. હૃદયના ધબકારા સાંભળવા જગત દાકતર થાય તેમ નથી. જગતમાં આદરેલી સ્નેહની મીઠાશ સ્વર્ગમાં મ્હાણવાની છે.

શોકની સીમા હાલ તુરત તો દૃઢતા ગણું છું. અધિકારી નચાવશે તેમ નાચીશ.

મ્હારો સ્નેહ ઑગાળી મૂર્તિ થતી હોત—પુસ્તક થતું હોત—તો મોકલત. સ્નેહ જાત્યે જ પુસ્તક છે. વાંચજો અને વિચારજો.

મ્હારો આત્મા ત્હમારા હૃદયમાં ભરાઈ જાય તો !

* * *

આત્માના પ્રિય સંગીત !

મ્હને હાથમાં ઉપાડી, ઉંચકી હેવા સ્થાને લઈ જા જ્યહાં સ્વર્ગીય તેજ, ગાન અને પુલ જ હોય, જ્યહાં આપણ બન્નેના શાશ્વત સ્નેહ ઉપર ચન્દ્ર અને સૂર્ય ડોકીઆં કરતા હોય—ત્હેને રમાડતા હોય. તે વખતે આપણાં મન પુષ્પ ઉપર ચાલશે,

રમશે અને ઉંઘશે. સ્વર્ગીય એકતામાં લીન થઇ આલિંગશે.

ત્હારો સ્વર ઓ....સંભળાય ! કોયલનો ટહુકો બંધ થતાં આંખ્યમાં અશ્રુ ઉભરાય છે. આંખ્યો મીચી દઉં તું જો લુછવા આવે તો.

આકાશ વાદળાંથી ઘેરાય છે, ત્ય્હારે મ્હારૂં મુખ ત્હારા કેશથી ઢંકાઈ ગયાનું સ્વપ્નું આવે છે. હેવા સ્વપ્નની અવાસ્તવિકતામાં–મ્હારી મૂર્ખતામાં પણ હું આનંદ મ્હાણું છું.

સ્નેહી જીવ ! ત્હારા સંબંધી પ્રત્યેક વિચારથી ઉકળાયલું મ્હારૂં મન પ્રફુલ્લ થાય છે. જંગલમાં ઘાસ ઉપર પડેલા ઉપર સ્ફુરતા–અપ્સરાની પાંખ્યોના પવન જે'વા મ્હારા આવેશને હું ચાહું છું. ત્હમારા ભાવની મીઠાશ ક્ય્હાં મળશે ?



# સ્મરણો.

Leave my unwisdom to endure
this peril
Love who in ambush of young
maid's soft cheek
All night keep'st watch!

*SOPHOCLES*

સ્નેહી હૃદય !

કાળ અને સ્થળનાં દોહ્યલાં અન્તર સહવાં રહ્યાં ત્હારે અને મ્હારે હવે.

સ્નેહની અને સંસારની શ્મશાન વિભૂતિનો અંચળો શરીર ઉપર ઓઢી મનોરાજ્યમાં ઘૂમવાની દીક્ષા લીધી; પ્રકૃતિને બારણે ભિક્ષા લેવા અહાલેક

રમશે અને ઉંઘશે. સ્વર્ગીય એકતામાં લીન થઇ આલિંગશે.

ત્હારો સ્વર આ....સંભળાય ! કોયલનો ટહુકો બંધ થતાં આંખ્યમાં અશ્રુ ઉભરાય છે. આંખ્યો મીચી દઉં તું જો લુછવા આવે તો.

આકાશ વાદળાંથી ઘેરાય છે, ત્ય્હારે મ્હારૂં મુખ ત્હારા કેશથી ઢંકાઈ ગયાનું સ્વપ્નું આવે છે. હેવા સ્વપ્નની અવાસ્તવિકતામાં-મ્હારી મૂર્ખતામાં પણ હું આનંદ મ્હાણું છું.

સ્નેહી જીવ ! ત્હારા સંબંધી પ્રત્યેક વિચારથી ઉકળાયલું મ્હારૂં મન પ્રફુલ્લ થાય છે. જંગલમાં ઘાસ ઉપર પડેલા ઉપર સ્ફુરતા-અપ્સરાની પાંખ્યોના પવન જે'વા મ્હારા આવેશને હું ચાહું છું. ત્હમારા ભાવની મીઠાશ ક્ય્હાં મળશે ?



ચગડોળે ચઢી દોડતાં, તારક, ગ્રહ અને સૂર્યને હુલાવતું, નીચેની અગમ્ય ખોમાં ઉભેલું, લાંબી પીપુડી વગાડતું એક નગ્ન બાળક જોયું. એજ આત્મા. એજ ? ત્‍હાં જ પરજીવન. ત્‍હાં જ ? મ્‍હારી આશાના અક્ષરો ભૂંસાયા નથી.

ત્‍હમારા આવાસની થોડે દૂર ખીણમાં વહેતી નદીમાં, ચંદની રાતે એકલી તું તરવા જતી. ઉંચે લેખડ ઉપર ઉભેલો હું ઉપરની આકાશની ચંદ્રા નિહાળી નીચે કાળા કેશમાં ભરાતું ત્‍હારૂં મુખ વિલોક્યા જ કરતો. મૃત્યુ અને જીવનનો અન્ત હું ત્‍હાં જ અનુભવતો. અનન્ત આકાશમાંથી ઉતરતાં ચન્દ્રરશ્મિ ત્‍હારા રેશમી વસ્ત્રને ગલીપચી કરતાં; તે વખતે મ્‍હારા આત્માનો ઉલ્લાસ ત્‍હારા હૃદયને ગલીપચી કરી ત્‍હને મુગ્ધ બનાવતો. એ લેખડ અને નદીમાં સ્મરણાવશેષ રહી તું ક્‍ય્હાં ગઈ ?

મ્‍હારા તરંગોના સાક્ષી દીપક આગળ હું આત્માને ઉદ્દેશી લવતો હતો. ત્‍હેવામાં વસ્ત્રના ફરફરાટથી હું સ્વરમુગ્ધ થઈ ગયો. સ્નેહની ચન્દ્રિકા આંખ્ય આગળ ઉગતાં શંકર અને સૉક્રેટીસ કલ્પનામાંથી અવસાન પામ્યા. હૃદયે હૃદય, ચક્ષુએ

જગાવ્યો; આથડતો ગબડતો મૃત્યુ જે’વા જીવનમાં ચાલ્યો. વિકારપવનના ઝપાટે માયા તરફ ઉડતી, સંસારમાં જવા મથતી કફની–ભાવનાને તિલાંજલિ આપવાનું સ્વીકાર્યું.

ત્હને વ્હાલું પેલું બકુલ વૃક્ષ જીવે છે. ત્હારી સખીએ ત્હારા સ્નેહીનું જગતમાં કહેવાતું નામ પૂછ્યું, ત્ય્હારે ત્હારા મુખમાં એ ઉચ્ચાર શરમાઇ ગયો; પણ આંગળીએ ધૃષ્ટ થઇ નામાક્ષર કોતર્યા. એ અક્ષરો જીવન પામી બકુલના હૃદયમાં જીવે છે. બકુલ વૃક્ષના આત્મામાં ત્હારો આત્મા સંક્રાન્ત તો નહિં થયો હોય! થયો હોય તો પલ્લવ રૂપે સ્ફુરી ત્હારા ઉપર ઉગતા પુષ્પથી મ્હને વધાવજે.

ત્હારા હૃદયમાં લખેલી મ્હારી જીવનઆશાઓ કેમ ભૂંસાઇ ગઇ?

રાત્રિ એટલે કાંઇ મૃત્યુ નથી. બ્રહ્માંડનું સંગીત મને રાત્રિમાં જ સંભળાતું. આંખ્યને અલક્ષ્ય હેવા ઝીણા જીવે પણ ઈશ્વરનું–પરમજીવનનું અસ્તિત્વ પુકાર્યું.

પરમાત્મા કોણ હશે? માનવીની બુદ્ધિની દૃષ્ટિસીમાની પેલી પાર્યના અનન્ત તત્ત્વ તરફ,

ણામાં ભરાઇ ગએલી સુવાસ કેમે કરી નીકળતી નથી.

મયૂરનો લાંબો રાગ, કોયલનો ટહુકો, ને પક્ષીઓનો કલવલાટઃ–પ્રકૃતિ રડતી લાગે છે.

ચંદ્રાની ટુંકી ઓઢણીમાં બળે બળે લપેટાતી પૃથ્વી, ધવલ પુષ્પથી ઉભરાઈ જતાં વૃક્ષો અને મ્હારા રમ્ય આવાસ પ્રકૃતિના મ્હને વૈધવ્ય શણગાર લાગે છે. કુદરત સમભાવથી રડતી લાગે ત્હેમાંજ મ્હારા હૃદયને આનંદ છે. સ્નેહીજન આંસુ લૂછવા આવતાં આંસુ વધારે ઉભરાશે; તદપિ અશ્રૂ ઢાળવામાં જ કર્તવ્ય લેખાય છે; અને કર્તવ્યના સાફલ્યથી આત્મા ઉલ્લાસે છે.

*　　*　　*　　*

સ્વર્ગમાં જતાં અપ્સરાઓ ઓવારણાં લે તો તે શોકથી અભિનંદજે. પૃથ્વીમાં સ્નેહીજનને વ્હીલું મૂકયાના પાપનો એટલો તો પશ્ચાત્તાપ કરજે. સ્વર્ગમાંની કોઇ અટારીમાંથી, અનન્ત આકાશમાંથી, આ ઝીણી આંખ્ય જે'વી દેખાતી પૃથ્વી ઉપર તું સુધા રેડજે, જેથી ઝાડને ઑથે બેઠેલો માનવી કંઇક તો સ્વર્ગીય સ્નેહ અનુભવું. એ પરજીવનમાંથી મ્હને વિલોકાય તો વિલોકજે; મ્હને ઉપાડી શકાય તો

ચક્ષુ મળ્યાં; આત્મા અને આત્મા એકતાર થતાં, એકતાલ થતાં "વિશ્વ વાજિંત્રના ભવ્ય સંગીત" ના ધ્વનિપ્રતિધ્વનિમય હમે થઈ ગયાં હતાં.

અવદશાનો સાક્ષી એ દીપક, કલ્પનામાં ભરાયલા શંકર અને સૉક્રેટીસના વિચાર ગૃહ-રાજ્યમાં કે મનોરાજ્યમાં લુપ્ત થયા નથી. પણ ત્હારા જવાથી મ્હારા ઝીણા મહેલનું સંગીત કેમ લુપ્ત થયું? ત્હેની આગળ તો રાત્રિ પણ બેહદ ઘોંઘાટવાળી લાગે છે.

એ મ્હારી વીણા ક્ય્હાં વાગતી હશે? આ અરણ્યમાં ત્હેનો રણકારો સરખો સંભળાતો નથી.

વાડીમાંના પુષ્પને ચૂંટતી ત્હને ઘણી વખત નિહાળી છે. સ્નેહના આલંબનવિભાવ બાલક જેવા તે પુષ્પને તું હૃદય સાથે દાબતી. ત્હેને ચુંબતી. વિલક્ષણ ભાવ ત્હારા મુખ ઉપર ઉભરાઇ જતો. એ પુષ્પને હૃદયમાં રાખી નદીને તીરે કોક વખત તું ઢળી પડતી કે સૂઈ રહેતી. મ્હારા હૃદયથી ચૂંટાયલું હૃદય હેવા ક્ષણજીવી પુષ્પની માફક કેમ કરમાઈ ગયું? એ હૃદય પુષ્પને શોધવા વિશ્વની વાડીઓમાં ભમવાનું નિર્મિત જ જણાય છે. ભ્રમ-

# મ્હારી રંગા.

તે બાર વરસની હતી અને હું ન્હાનો હતો.

રંગાને મ્હેં ઘણી વખત પૂછેલું, "રંગા, તું આ બધું લાલ પીળો ને લીલો રંગ ભણેલી ?" રંગા હસતી ને મ્હને આંબાવાડિયામાં લઈ જઈ પહેલી ચોપડી ભણાવતી.

હમારા ગામની પૂર્વે આવેલા મંદિર તરફ સ્હવારમાં ઝીણીશી કોર્યનો સાળુ પહેરી રંગા જતી. ત્હેની પાછળ પડતા લાંબા છાંયડામાં કુદતો કુદતો ત્હેનાં પગલાંમાં પગલાં મૂકતો હું જતો. દહેરાના ઘુમ્મટમાં તે પૂજા કરતી હોય, ત્હારે બીજું કોઈ ના હોય તો હું પોઠીઆ ઉપર બેસી જતો, કે કાંતો અણાવડું લાગતા હનુમાનને નિહાળ્યા જ કરતો.

ઉપાડી જજે. પૃથ્વીના બાકી રહેલા શુષ્ક સ્નેહ મ્હારે મન કંઈ નથી.

પ્રકૃતિ-આપણા જીવનની રડતી ઈતિહાસકાર-ત્હારાં સ્મરણોનો કીર્તિસ્તંભ છે. એ સ્મરણોમાં મ્હારૂં અવશેષ રહેલું જીવન લપાઈ રહેશે.

મધ્ય રાત્રિયે વેગળેથી ગાન સંભળાયું; મનમાં ઉતરવા લાગ્યું.

> " And beyond our eyes
> The human love lies. "

* * *

> " मानसे विहर हंस मानसे
> मा विमुञ्च पुनरस्य सौहृदम् । "

* * *

સ્વર્ગમાંના કોઈ હિંચોળેથી ઉતરતું સંગીત ત્હારા હૃદયનું, ત્હારા અનુભવનું તો નહિ હોય! વ્હાલી! કાળ અને સ્થળનાં અન્તર ક્ય્હારે ખૂટશે?



"બાબુ ચાલ્ય," હેવું જ્યહારે સંભળાતુ ત્યહારે હનુમાન કે ગણપતિની નજરબંધીમાં સપડાયલો હું સમાધિમાંથી જાગ્રત થઈ રંગાની આગળ આગળ એ જ ક્રમે જતો. રંગા પાસે ધીમે ધીમે ગાવાનું શીખ્યો.

તે પાણી ભરવા જાય તો હું વેગળે ઝાડની ડાળીએ બેસી ગાઉં, જેવું આવડે હેવું ગાઉં. વચ્ચે વચ્ચે દોરડું ઉંચું ખેંચતાં તે મ્હારા તરફ જોતી. કલ્પનાને થતું કે ભમરા જેવો હોત તો દોરડા ઉપર બેસી જાત ને ત્હેના મુખ આગળ થઈ ગણગણાટ કરતો ઉપર ઉડી જાત. બેડું ભરાય એટલે 'દ્રષ્ટો દ્રષ્ટ' મળતી. મ્હારૂં સંગીત ત્હેના ઘડામાં ભરાઈ જતું. * *

રંગા પરણી. ત્હેને વળાવી ત્યહારે ક્યહાં સુધી હું બૈરાં જોડે પાછળ પાછળ ગયો. કેટલાંક બૈરાં ગાતાં પણ મ્હને રડું રડું થતું. છેવટે રંગાએ મ્હારી પાસેથી કેટલાંક ફુલ લીધાં. ઘેર આવી ચોપડી જડતી નથી એમ બ્હાનું કાઢી હું ખુબ રડયો.

* * * *

વર્ષો વીતી ગયાં. પણ રંગા વિસારે ન પડી.

હું રજાઓમાં મ્હારે ગામ આવતો પણ રંગાને કંઇ રજાઓ પડવાની હતી ? રંગાને એક ભાઇ સિવાય આ ગામમાં કોઇ સગું ન્હોતું. લોકમાં હું જરા ગાંડો ગણાવા લાગ્યો. કોણ જાણે કેમ, પણ કોઇ મ્હારા વિવાહની વાત કરતું ત્ય્હારે હું નિરાશ થતો, અને મ્હારે પરણવું નથી હેવો મન્ત્ર ભણ્યા કરતો.

કુવા ઉપરની સ્ત્રીઓ હોળીની જીભો સમી લાગતી; અને આંબાવાડિયામાં પણ ખરી પડેલાં પાંદડામાં દૃષ્ટિ ઠરતી. ત્ય્હાં બેસતો ત્ય્હારે પવનના સુસવાટમાં કે પાંદડાંના ખખડાટમાં "બાબુ ચાલ્ય" ની બૂમો પડતી લાગતી. સંધ્યાકાળથી માંડી માંડા સુધી કુવા ઉપર રોજ બેસી રહેતો.

પૃથ્વીના હૃદયમાં વહેતાં ઝરણોમાં ખળભળાટ થતો કે હૃદયનો ખળભળાટ સંવાદી થઈ ઉત્તર આપતો. બખોલોમાં વસતાં કબુતરો નાચ જેવું કરતાં તો રંગા પાંખ્ય સાથે ઉડી ઉપર આવશે એમ થતું: જૂના જમાનાની કલ્પનાઓ—દૃશ્યો—ભૂતાવળી મચાવી મૂકતાં.

* * * *

આજની સંધ્યા વિચિત્ર હતી. વિશ્વના ડોળા

ડગમગતા હોય એમ સૂર્ય સૂચના કરતો. વિચાર-શ્રેણી સૂકા ઝાડ ઉપરના ઘુવડ ઉપર જ ઠીજી ગઇ.

જોસભેર પવનની અંદર એક ડાળ તૂટી પડ્યું, અને ત્હેના જોશમાં જ તણાઇ આવી હોય તેમ ઉંચાણમાંથી ઉતરતી સાફ કાળા વસ્ત્રમાં ઢંકાયલી કોઇ સ્ત્રી જણાઇ. મ્હારી રંગા !

"કોણ ? રંગા !"

"હા, બાપુ, રંગા અભાગણી રંગા"

*   *   *   *

છેલ્લા કોગળીયામાં રંગાનો ભાઇ મરી ગયો. મ્હારાં માબાપ પણ મરી પરવાર્યાં. વિધવા રંગાના જીવનમાં અમૃત રેડતાં કોઇના હૃદયમાં ઝેર રેડવાનું હવે નહોતું. ઘણે વર્ષે રંગા મ્હને "વ્હાલા !" કહેતાં શીખી.



## "કોણ હતું, એ?"

મ્હારી શી કથા! ઘેર ઘેર તે શા રસ ભર્યાં હોય! તોય સાંભળ. ટપાલ આવી ગઇ હતી........

"દૂર દૂર સુદૂર એ" કે "જગથી પાર" પર્વત ઉપરથી પંખીના માળા જે'વી દીસતી મ્હારી ઝુંપડીમાં મ્હારી સખીએ કહ્યું, "વ્હાલા! કાઇ ખૂટી ગયાં છે. વાડીમાં તો મ્હારી નખલીના જે'વા છોડવા છે ત્હેનું તો બળતણ ન થાય, અને સૂકું ઝાડ તો દૃષ્ટિએ પડતું નથી."

"ઠીક, મ્હારી કૉડી લાવ્ય. વાંસની ડાંગ લાવ્ય. હું જઉં છું. નદીને કીનારે કીનારે કાંઇ શોધું છું જો કંઇ બળતણ જે'વું જડે છે તો."

ઘોર અરણ્યમાં વરસાદ બહુ પડ્યો. દિવસે પણ વિજળીના ચમકાર મ્હારી આંખ્યમાં પેસી જવા લાગ્યા. ઘડીક ઝાડને ઑથે ઊભો રહું, ઘડીક ઝુંડમાં ભરાઇ રહું. બહુ રખડ્યો, મહા મહેનતે કંઇ કાઠી ભેગી કરી. રસ્તે જતાં પલળી ચીમળાઈ ગએલાં પુલ લોચો થઇ ગએલા ખેસમાં એકઠાં કરતાં જાઉં. મ્હને ફામ ન રહી કે કયાં જાઉં છું.

વેગળે સમુદ્ર અને બે નદીઓના તરભેટા જેવું જણાયું, અને સરસ્વતીચંદ્ર કે જયન્ત પેઠે ત્યહાં હું કેટલું ય આથડ્યો હોત પણ—

એટલામાં પોલા સૂર સંભળાયા અને સ્વરની દિશામાં આંખ્યે જોયું તો ઝાડની પાછળ મ્હારા જેવા વિચિત્ર માનવીની બ્હીકે ભરાઇ રહ્યું હોય હેવું એક મંદિર દીઠું, અને તે તરફ હું ચાલ્યો. વરસાદ બંધ રહ્યો હતો અને કંઇ કુણું કુણું તેજ વાદળાં પાછળથી માર્ગ કરતું હતું. મંદિરનાં પગથિયાં આરસનાં હતાં, પણ આખું મંદિર ઇંટોથી ચણેલું હતું, અને ઘુમ્મટ તો તદ્દન માટીનો જ હતો.

ભારો અને ડાંગ આગલે ઓટલે મૂકી

આરામનો ઉંડો શ્વાસ હું લેવા લાગ્યો. લાવ દર્શન કરૂં એમ ધારી ખેસ છોડી થોડાંક ફુલ કા'ઢયાં. ગર્જના કરતો ત્યાર સોરો તો ચૉપદારનો અવાજ નીકળ્યો, "ખબરદાર! ખબરદાર! ત્હારો પટો કો'નો છે? ત્હારે માથે પીછું કો'નુ છે?" હું કંઇ આ સ્હમજ્યો નહિં. "ભાઇ! મ્હારી પાસે પટો પીછું કંઈ નથી. જે'વો દેખાઉં છું તેવો છું."

"ચાલ્યો જા, નહિં તો ત્હારાં ફુલબુલ ફેંકી દઇશું."

મ્હેં માર્ગ પકડયો. * * *

ધીમે ધીમે મ્હારા પગ તાલ દેતા હોય એમ જણાયા. વેગળેથી વીણાના જે'વું મધુરૂં મધુરૂં સંગીત ઉતર્યું. સ્વર બહુ દૂરથી આવતા હતા પણ સ્વર ઉપર જ ઉડતો હઉં એમ હું વગર ઇચ્છાએ તણાયો.

ગુફાને દ્વારે—બાર વગરનાં પોલાણે દસ દસ વરસનાં કંઇ પચીસેક બાળકો જુદાં જુદાં વાદ્યો સંવાદથી ગાતાં હતાં. હું ગયો તો ય સંગીત ચાલુ જ રહ્યું. અસંખ્ય તરવારો, નાણાંની અસંખ્ય કોથળીયો ગુફાના મુખ આગળ પડી હતી.

ગુફાની અંદર શું જોયું ત્હેની મ્હને ખબર

નથી. વચ્ચે કુંડ હતો અને ત્હેમાંથી ચંદની જેવો પ્રકાશ ફુવારા પેઠે નીકળી, ગુફાના ઉપલા ભાગને તેજોરાશિ બનાવી પોલાણમાંથી બ્હાર નીકળતો હતો.

ન્હાનાં ન્હાનાં બાળકોએ પૉશમાં પાણી આણી મ્હને ખુબ પાયું. મ્હારા ફુલડે ફુલડે ત્હેમણે મોતી મૂક્યું. મ્હારા રૂવે રૂવે ત્હેમણે સંગીત રેડ્યું. ફુલ, ભારી અને ડાંગ સાથે કે વખતે હું ઝુંપડીને દ્વાર આવ્યો ત્હેની મ્હને ખબર નથી. પણ કોક લાવ્યું.

બૂમ મારતાં મ્હારી સખી સ્હામી આવી. અમૃતભર્યું મ્હારૂં ચુંબન ત્હેને લુખું પડ્યું. કાઠી લીલી પડી. ફુલડાં ત્હેણે મને પાછાં આપ્યાં.

“આ ચીમળાઇ ગએલાં ફુલને હું શું કરૂં? હેમની દાંડીઓ તો લુલી ઘા થઇ ગઇ છે. હેના તે ગજરા શી રીત્યે થાય? મ્હારી લટે લટે એ ફુલ શી રીત્યે ગુંથાય? લો, ત્હમારાં મોતીભર્યાં ફુલ.”

ઘણાં વર્ષો સ્વપ્નમાં જ વહી ગયાં. મોતી સટે આંખ્યમાંથી ફુલડે ફુલડે આંસુ સર્યું. જૂની વાત તે ભૂલી ગઇ હતી. મ્હારૂં આંસુ ચૂસી લેતી, ફુલને છાતી સરસું દાબતી.

* * *

મ્હારી છાતી પણ દબાઈ. "ત્હમને શું થાય છે ?"

"કૉણ હતું, એ ?" જાગતાં વેંત ત્હેણે હાથ ઉંચક્યો અને વિશાળ હૃદય ત્હેનું નીચે આવ્યું.



# અંજલિ.

But that large grief which
these enfold
Is given in outline and no more

*TENNYSON.*

આ સરસ્વતીમંદિરની ભીંત્યો પણ વેદ અને ઉપનિષદ્‌નાં ગીત ગાય છે. આશ્રમને વળગેલી વેલડી ઝૂલે છે તાલ દેતી. વેલડીને હિંડોળનાર વાયુ આગળ વહી ગયો કે ભીંત્યોમાં પણ આત્મા પ્રેરનાર જ્યોતિએ આશ્રમને વિસારે પાડ્યું કે શું ? ભલા પ્રવાસી! ગુરુ વિનાના આશ્રમ ભાળ્યા છે ત્હેં ?

આ સૂનકારથી અજાણ્યા સાધુ! બ્રહ્મ ક્ય્હાં જગવવો છે? ત્હને કૉણ તેડે છે? સમુદ્રનાં મોજાં કે પુનિત વારાણસીનાં ગંગાનીર? ત્ય્હાંથી પણ ત્હારૂં તત્ત્વચિન્તન ગાજે, કે સંસારમાં પણ શાન્તિના તરંગ ઝીલીએ.

"હું ગુજરાતનો છું તેટલો જ ભારતમાતાનો છું. કુટુંબ છોડી પરિવ્રાટ્ થવું મ્હારે મન ઈષ્ટ જ છે; તથાપિ કુટુંબસ્નેહ ભૂલવાની તો મિથ્યા કલ્પના જ છે."

હમારા હૃદયમાં ત્હારા આ શબ્દો મૂર્તિમન્ત થઇ ગયા છે. એ મૂર્તિને સ્નેહરસથી અશ્રુરસથી સીંચીએ તોય ક્ય્હાં!

* * * *

"ભારત માતા! આદેશ?" આદેશની ભિક્ષા માગનાર આ કર્મયોગી કૉણ છે?

આ છે તત્ત્વચિન્તક કવિ. સૌન્દર્યનો ઉપાસક કવિ સૌન્દર્ય પાછળ સત્ય શોધે, કે સત્યશોધક ચિન્તક સત્ય પાછળ સૌન્દર્ય ઓળખે, ત્ય્હારે કવિ અને તત્ત્વચિન્તક ભિન્ન મટે છે. સત્યમાં સૌન્દર્ય;

જોનાર આ છે તત્ત્વચિન્તક કવિ. હજુ પણ ત્હેનું ગાન મૂક છે.

પ્રાચીન વાઙ્મયના ઉપાસક દિવ્ય આત્મા! ઉચ્ચાર ત્હારા ચિન્તનને, ખખડાવ્ય ત્હારા અન્તરના દ્વારને કે માનવી પ્રીછે સૌન્દર્યમાં સત્ય અને નીતિ (order) માં સ્વાતન્ત્ર્ય. એટલી પ્રાર્થના તો સ્વીકારજે.

* * *

પર્વત પરથી ઉતરી આવતી નદીના બંને કાંઠે ઉગેલાં ઝાડનાં પલ્લવો, અને વેલ્યોનાં પુષ્પો પાણીમાં ઝબોળાતાં ન્હાતાં ને નાચતાં મ્હેં જોયાં છે. ત્હારા આત્માના પ્રવાહ જગતમાં થઈને વહે છે, પણ જગતના નથી. તે પ્રવાહનાં પાણી હમારાં હૃદયને ટપક ટપક થતાં વળગી રહયાં છે. હવે તો એ નદીના વ્હેણની–પ્રવૃત્તિની–દિશા બદલાઇ ગઈ. કઈ ભૂમિમાં પુષ્પોને અને કુંપળોને તે ન્હવડાવશે કે નચાવશે તે તો ભવિષ્ય જાણે.

શંકર અને પ્લેટો; પારમેનાઇડ્ઝ ને કૅન્ટને ફરીથી જીવતા કોણ કરશે?

* * *

—અંજલિ—

ચિન્તનમય આત્મા! જગતનો રોગ જાણ્યે રોગ નહિ મટે; માટે વૈદ્ય થા. વિજય પતાકા ત્હારી આગળ જાય છે. ત્હારા આત્માને પુકાર કે જગત પણ જાણે કે ભારતને હજુ પણ સાંપડે છે શંકર જેવા તત્ત્વચિન્તકો.

"ફફડાવી પાંખો સોનેરી રચ રસયન્ત્ર તું રસધરમાં; વિશાળ વ્યોમ માપી લે ને ન્હા તું સૂર્યકિરણના સરવરમાં." એ જ અભિલાષા.



## પ્રલયકાળનું જગત. તે, હું ને ભક્તસંઘ.

જગતના એક પ્રલયકાળે હું જીવતો હતો. હાસ્યનાં પુલ ખીલી ચીમળાઇ ખરી ગયાં હતાં, અને નિરાશામાં આંસુના સમુદ્ર ભરાઇ જઇ ઝાંઝવાના જળ જે'વા થઈ ગયા હતા. તેવે કોઇ પ્રલયકાળે હું જીવતો હતો.

જૂનું દુઃખ સાંભરી આવે તેમ આકાશમાં સ્હાંજે ભૂતકાળ જે'વા લાગતા પશ્ચિમમાંથી એક રણશિંગુ ફુંકાયું. રણશિંગાના સ્વરે સમુદ્ર પર મોજાંની જ હોડીઓ મોજાંનાં જ વહાણો કૂદવા લાગ્યાં. રાખ જે'વું આકાશ અને રાખ જે'વો સમુદ્ર મનુષ્યનું ચેતન લઇ લેતાં હોય એમ વિકરાળ સ્વરૂપ ધરવા લાગ્યાં. મહાભારતની લડાઈએ

—પ્રયાણકાળનું જગત. તે. હું ને ભક્તરાજ—

બાણની શય્યા ઉપર કેટલાક ભીષ્મ સૂતા હોય
એમ વેગળે કેટલાક પ્રૌઢ આત્મા જતા રહેતાં
ભીષ્મના જડ શબ જેવાં પડી રહ્યા હતા. હવે
કોઈ પ્રસંગોએ હું તો જીવતો હતો.

ઘણા હતા તો કોક ખરો ભક્ત અંદરના ઘુમ્મટની બ્હાર જ પોતાના નાચ તાન ચલાવી રહ્યો હતો. મૂર્તિને વેશ પહેરાવનાર ઘણા પૂજારીઓ હતા, પણ કેટલાક ભક્તોની દૃષ્ટિ તો આંખ્યો જ ઉપર ઠરી હતી. ઘણા ભક્ત પૂજારીઓમાં એક જૂની નાગરશી સંસ્કૃત થયલી પાઘડીવાળા ગભીર તેજથી દીપતા ભક્ત હતા. પાઘડી, એ હેમને મન ને મ્હારે મન, મર્યાદા, ડહાપણ, બુદ્ધિ—બહુ ઊર્મિ નહિં—પણ વિવેચકને માટે પૂરતી—એ બધાંનું ન્હાનું સરખું પણ જરા અણઘડ ચિહ્ન છે. એ પાઘડી અને ખેસની હદ્દ ઓળંગી કદી ત્હેમનાં બુદ્ધિચાતુર્યને અને સમતોલતાને એ જવા દેતા નથી. એ ખેસ અને પાઘડીની વચ્ચે મ્હારૂં મન ચશ્માંમાં ઘણી વખત પડી રહે છે. કોઇ અવનવી પણ ડહાપણ ભરેલી કલ્પના જમણા હાથની આંગળી ચશ્માના ખુણાને અડકે કે તરત મંદિરની—જગતની—આંતર દૃષ્ટિએ પડતી. આ ભક્તની આગળ પાછળ પણ ભક્તની બહુ નજીક નહિં—પૉશ ધરી કેટલાંક બાળકો ગાન કરતાં ને અમૃતસમી કલ્પ-

નાને ઝીલી લેતાં અને નિરંતરનો આસ્વાદ લેતાં. પાઘડીની નીચે જગતનાં દરદોની કાળી દીસતી અમૃતસમી અકસીર દવાઓ ભરાઇ રહી છે. તે કોઈ વખત પાછળથી દૃષ્ટિએ પડે છે. "મંદિરને અપવિત્ર કરવા કોઈ શુરવીર વિદેશી શત્રુઓ ચઢી આવતા પણ બ્રહ્મતેજભીની ભક્તદૃષ્ટિ નીચું જ જોઈ રહેતી. એ શત્રુઓ સ્થળને અપવિત્ર કરે તો પણ આશીર્વાદ આપવાનો સમય ચૂકતી નહિં. બ્રહ્મજ્ઞાન થયા પછી હૃદયને ક્ષાત્ર ધર્મથી ઉછળાવવાનો વિધિ હેમને માન્ય નથી. એ હૃદય શૌર્યના ખડ્ગથી ખેલી શકે એમ નથી. કોક વખત ભક્તના સંઘમાં ધક્કા લાગે તો ખમી લે છે; છતાં એ બ્રહ્મભીની આંખ્યમાં અમી અને હૃદયમાં આનંદ વરસી રહ્યાં છે." હાવી લાગણી ઘણાની છે. હાવી ધારણા મ્હારી પણ હતી, હવે નથી. બ્રહ્મભીનાં અમી અને આનંદ એટલાં જ છે. એ પુરૂપ તો જગતની ધમાલોના સાક્ષી જેવા ફરે છે. રોજનો ઇતિહાસકાર, હેની ટીકા તો દોડતી છે.

પાસે બીજા કેટલાક પાતળાશા ખેસ વગ-

રના નવી શોધખોળ પ્રમાણે માથાનો પાછલો ભાગ ઢાંકનારા સહૃદયી ભક્ત છે. એ મ્હોટો ભક્ત જાદુગર છે. દૂર દેશોમાં પોતાની ભક્તિ ગાય છે; ભજન કરે છે; અને નારદશું હસે છે.

ટેલીસ્કોપો અને માઇક્રોસ્કોપ મૂકી હેની સાથે બીજા એક શબ્દો જુવે છે. પેલો મીઠી દૃષ્ટિવાળો, વેગળેથી ભય પમાડનારો અંગ્રેજી ઠાઠમાં ફરતો આકાશમાંથી કેટલીક વસ્તુઓ ખેંચી લાવ્યો છે, અને મંદિરમાં ચન્દ્રની કોર્ય ઉપર બેસી ઉષા સાથે રમે છે. કદિક વીણામાં ફુલ ગુંથે છે, કદીક કાન માંડી સાંભળી રહે છે.

ટોપી, કોટ અને કાછડો મારી ફરતા, વસન્તના, સૌન્દર્યના, જૂનાના, નવાના, રસવેલી ગુજરાતણના પૂજારીનાં તો શાં વખાણ કરવાં? હેના જાડા સ્વરમાં તો શેલડીના રસ છે, હેના વિશાળ પગલાંમાં યૌવનખેલ છે.

કોઇ ભક્તો ગઠ્ઠા છે, કોઇ જાડા છે. બેડોળ પથરાની કોઈ મૂર્તિઓ ઘડી રહયા છે. હેવા હેવા ભક્તો આવે ત્ય્હારે ભજન ચલાવે છે. એ પૂજા-

રીઓ કાંઇ એકસરખું જ ગાતા નથી.

ઘુમ્મટની બ્હાર પૂજારી થવા કેટલાક તલપી તરવરી રહ્યા છે. કોઇ નિરાશ થઇ ભક્ત સંઘની સ્હામે લડાઇ જાહેર કરી, બ્હાર ઓટલે, —તૉરી પણ નિરાશ—થઇ બેઠા છે.

એકે સસલું થઇ પેલા બ્રહ્મકવિ કરતાં ય મ્હોટું રૂપ લીધું છે. બીજાએ જરા મર્કટ વિદ્યા માંડી છે. મર્કટ થઈ ચટાપટા લગાવી કેસરીનું રૂપ લીધું છે. આ પ્રલયકાળે મર્કટ સસલાનો જ રાસ હોયને. સમુદ્રનાં વધતાં મોજાં એ મંદિરે ય પહોંચશે. હાવે પ્રલયકાળે મ્હારી ચેતના જતી રહેતી હતી.

આજે પ્રલય ઘમસાણો જેવાં કાળાં પાણી અશ્રદ્ધાળુ જગતના જીવનમાં શંકાનાં પડ ઉપર પડ નાખી પોતાનો પટ મ્હોટો અને મ્હોટો જ કરતાં જ જાય છે. આમ જમણે શ્વેત ગંગા ઉછળી રહી છે. દૂર દૂરના ઘાટ ઉપર બેસી શ્વેત ગંગાનું નિર્મળ ગીત ગાતો કોઇ અલૌકિક જગન્નાથ પ્રવાહને પોતા તરફ ઉછળાવે છે. પ્રલયકાળે

પેલાં શ્વેત અને પેલાં કાળાં પાણી સ્હામસ્હામાં અફળાશે. કોઇ ચિત્રવિચિત્ર ચુવાનો કાળાં પાણીનાં આચમન કરી આવી કાદવ કચરો ભેગો કરી લાવી કાં તો પેલા ગાયકને કે કાં તો પેલી શ્વેત ગંગાને મલિન કરવા વેગળા ઊભા ઊભા ચારે પગે થઇ રહ્યા છે. કાદવ નાખીને પણ શ્વેત ગંગા તરફ પોતાની પૂજ્ય બુદ્ધિ બ્હલાવે છે.

સિંધુ ગંગાના પ્રવાહો અટકાવવા હિમાલયની આગળ પાછળ કોટડી બાંધવાનો પ્રયાસ વિચિત્ર મનુષ્યો કરી રહ્યા છે.

કિનારે ખડબચડા પથ્થરે બેઠો બેઠો હું બધુંય જોતો હતો. એ પૂલ, એ સખીની અગાશી, એ મંદિર, એ સાધુ, એ બધું ગળવા લાગ્યું. સમુદ્રનાં મોજાં ઠેઠ હેઠળ સુધી અફળાવા લાગ્યાં. સ્હામું ગળતી ટેકરી જેવું એક મોજું જોતજોતામાં મ્હને તાણી ગયું, મનમાંથી તેમ દૃષ્ટિમાંથી બધું વિરમવા લાગ્યું. વધુ અને વધુ વિશ્વ ભૂતકાળમાં તણાવા લાગ્યું, વિશ્વ મટી સ્વપ્નસૃષ્ટિ બધું થઈ ગયું.

*　　*　　*　　*

ધીમે ધીમે ચંદ્ર શું કોઈ કિરણ આંખ્યમાં પેશી કંઈક કઠણ તેજ કંઈક પોચું પીઠે લાગવા માંડ્યું. મ્હારી આંખ્ય જરીક ઉઘડીને સીંચાઈ. ત્હેના ભીના ગાલ, ત્હેની પાછળ કાળા કેશ, અને ત્હેની પાછળ પરદેનશીન ચંદા લપાઈ રહી હતી.



## ત્હેનો ન્હાનકડો નાથ.

પ્રૌઢા વૃદ્ધાવસ્થામાં નમતી હોય અને ત્હેનું ફીકકું પડતું મુખ ધોળા કાળા કેશમાં વેગળેથી આછું દેખાતું હોય એમ આકાશમાં ધોળાં કાળાં પણ પાતળાં વાદળ પાછળથી સૂર્ય દેખાતો હતો. કપાળની ઉપલી બાજુએ એક ધોળી લટ પડી હોય એમ પાછળથી ભભુકતા તેજની ચાંદની જે'વી કોઇ વાદળી પડી રહી હતી. અંબોડો જાણું છૂટી ગયો હતો. બે ચાર જાડી લટો આમ તેમ વિખરાઇ હોય એમ વાદળી નીચેથી કસ્તુરી ભર્યાં ફુવારા શી તેજછાયા ઉતરતી હતી.

તે વખતે એક રાજવીર ઝાડને થડે ઘોડો બાંધી ભૂલાતાં પણ કહીક ભૂતાવળ મચાવતાં દુઃખ

જો'વી છાયામાં જરીક થાક ખાતો કશુંક નિરખી રહ્યો હતો. સ્હામે એક તેજસ્વી ભિખારણ દરદ ભર્યું ગાતી હતી. ત્હેના વસ્ત્રે ઠીંચણે પૂરા ઢંકાતા નહિં, અને શ્વેત ગાલ અને કાળા કેશ ઉપર ઝરણની છાંટ ઉડતી. એ યૌવનનું જોમ નહોતું. એ સ્થૂલ પ્રેમથી હૃદય ઉભરાતું નહોતું; પણ દારિદ્રયે દુઃશાસનની ગરજ સારી હતી.

પ્યારબહાદુર રાજવીરની દૃષ્ટિ ભક્તિ ઉપર નહિં, પણ યૌવનના ફાલ ઉપર ઠરી હતી. એ યૌવનાને ત્હેનું ભાન પણ નહોતું.

તાર તુટયો. તુમડું પડી ગયું. આશા પેઠે એક તારે કેટલું ગવાય! ગીત પણ સાથે બંધ પડયું. લોચન ન્હાવરાં પહોળાં થયાં.

રાજવીરે કહ્યું, "બાઇ! ત્હારે શું દુઃખ છે? મ્હારા મુગટમાંથી ત્હને મણિ કાઢી આપું. મ્હારા ઘોડા ઉપર ત્હને રાજમહેલે લઇ જાઉં ત્હને સ્નેહ—"

"ભલા રાજવીર તું ત્હારે પન્થે જા. મ્હારો નાથ ન્હાનો છે એટલે હું અનાથ છું એમ નથી. એ તો રાજરાજવી છે."

રાજવીરે તુમડાને લાત મારી ચાલવા માંડ્યું.

* * * *

તે દિવસે ન્હાનકડા નાથે રુસણું માંડ્યુ. માતાએ કહેલા ને દાસીઓએ પહેરાવેલા શણગાર ફ્રજેટી નાખ્યા. સુવર્ણપટ ઉંધી નાખી ઉપર એ બાળક બેઠો. વસ્ત્ર છુટાં છવાયાં પડ્યાં હતાં.

સમ્રાટો ભેટ ધરવા આવ્યો; પણ ત્હેણે કશું ય લીધું નહિં, અને તુમતુમ કરી તાળીઓ પાડી બધાંને જતું રહેવાનું કહ્યું.

માતા આવી, અમૃતભર્યાં ધાવણ ધર્યાં; પણ ઓઠ પીસેલા જ રહ્યા.

પુરોહિત આવ્યા ને ન્હાની મ્હોટી ચોપડિયો ધરી. કક્કા પદાવલિ શિખવા કહ્યું. બાળકે પાટીમાં ધૂળ નાખી.

ધીમે ધીમે વેગળેથી ચીમળાયલી વેલ્ય જે'વી પેલી ભિખારણ નજરે પડી. બાળકે હાથ લાંબા કર્યા. આંખ્યમાંથી એક આંસુ ખર્યું. તૂટી ગયલી વીણા ભિખારણે ધરી અને આંસુનો આશરો બની. બાળકે ત્હેનાં આંસુ આંસુથી જાણે લોહ્યાં.

ભિખારણ ઉપર તેજ સિવાય વસ્ત્રો ભાગ્યે જ હશે. વેગળે ઘોડો દોરાવતો રાજવીર ઝીણી દૃષ્ટિએ પાછું જોતો હતો; અને સૂર્ય પણ એ યુગ્મને આંખ્ય ભરી નિહાળવા બહાર નીકળ્યો.



# જૂનું ગીત.

તે નાદની સમ વિલીન થઈ હું જાઉં,
ને મૌનના ગહન સિન્ધુ વિશે સમાઉં;

નરસિંહરાવ

*　　　*　　　*

અહીંઆં તો કોઈ ભટકતો પ્રવાસી પણ જણાતો નથી. સન્ધ્યા વીતી ગઇ અને કોઇ માનવીનાં પણ દર્શન ના થયાં. આ નીચે ઉંડી ખીણમાં એક બખોલમાં ભરાઇ બેસી જળધોધનું સંગીત સાંભળીશ.

સ્હામે પહાડની કોય ઉપર પર્વતે તિલક કર્યું હશે ? ના, એ તો વાંકો ચન્દ્ર છે. આ શ્વેત ધોધ પૃથ્વીને ધોવા ચંદાસાંથી નહિ ઉતરતો હોય ? ત્હારી સામે તો જો.

પૃથ્વી ઉપરથી પાછી ઉછળતી ધોધની છાંટ મ્હારાં જીવનનાં જૂનાં સ્મરણો તાજાં કરે છે; અને ધોધની બે બાજુના પહાડો ઉપર ઉગેલાં ઝાડો ઝીણાં ઝીણાં પુષ્પથી મ્હોં પહોળાં કરી ઉંચે ઉડતાં રશ્મિમય બિન્દુ પિયે છે.

હશે, ભાઈ, પ્રકૃતિનો આત્મા ત્હારૂં સખી કૃત્ય કરતો હોય તો માનવીની ત્હને શી જરૂર છે?

"જૂનાં ગીત ત્હને ક્યાં સાંભર્યાં?"

કોણ બોલ્યું? મ્હારા આત્માનો પડઘો હશે? આત્માના પડઘાએ વાગતા હશે કે? સંસારની સખી! ત્હારા હૃદયના પડઘા કાં નથી વાગતા આ ચૈતન્ય સૃષ્ટિમાં?

પણ આ શું? ચન્દ્ર તો પર્વત પાછળ જતો રહ્યો અને ધૂમસ જેવો પ્રકાશ મૂકતો ગયો, અને ધૂમસ પેઠે મ્હારૂં સ્નેહજીવન સ્મૃતિપટેથી આઘું ને આઘું જ જાય છે.

* * *

સખી! આપણે તો ત્યહારે સાત સાત વર્ષનાં હતાં અને જગત તો જૂનું પુરાણું લાગતું.

આપણાં ઝુંપડાં જે'વાં ઘર પણ ઉંચાં ઉંચાં લાગતાં. આંગળીએ આંગળી ઝાલી આપણે કેટલું ય દોડતાં.

સાંભરે છે? એક વખત બહુ થાકી જઈ આપણે ઘાસમાં ને ઘાસમાં જ ઉંઘી ગયાં. પવનથી ઉંચું નીચું થતું ઘાસ આપણા ઉપર કમાન કરી રક્ષણ કરતું.

પણ આ બધું કૉને કહું છું? તું અહીં નથી તો ત્હારૂં અસ્તિત્વ શું? ત્હને સંબોધવું શું?

સમુદ્ર ઉપર ઉતરતા ઢોળાવ ઉપર ત્હારાં કેટલાં ય પગલાં પડ્યાં હશે. હજારો નવીન પગલાંથી કે દિવસનાં એ ભુંસાઇ ગયાં છે. અનન્ત મૃત્યુજીવન તરફ ઉતરતાં ત્હારી કેટલી ય પદ કલીઓ ખોલવાની રહી છે, અને મૃત્યુ પછીનો અનન્ત સમુદ્ર દૃષ્ટિમાં ય આવતો નથી. ત્હારા કે'વા આત્માને, ત્હારા કયા જીવનને શોધું છું એ પદ કલીઓમાં!

બોરસલ્લીના થડને અઢેલી બેસતાં ત્ય્હારે આપણા સ્નેહયજ્ઞમાં આહુતિ આપવા કેટલાં ય

પુષ્પ વાયુ ઝાડ પરથી ખંખેરતો. હજુએ ત્ય્હાં એક પુલ લેવા રોજ જાઉં છું. પુલ ન મળતું તો ત્હારૂં અવસાન આજે જ થયું લાગતું. આ કઇ જાત્યનું સમક્ષ અને પરોક્ષ થતું ત્હારૂં જીવન? તું છે ને નથી, અને નથી ને છે કેમ થાય છે?

* * *

અસ્તિત્વ એટલે પ્રત્યક્ષ? ને પ્રત્યક્ષ નહિં ત્હેનું અસ્તિત્વ પણ નહિં? આ જળધોધ જોનાર મ્હારી દૃષ્ટિ ન હોત તો ત્હેનું અસ્તિત્વ પણ ન હોત? ખોટ્ટું. પ્રત્યક્ષ-જ્ઞાન એટલે ગુણજ્ઞાન. આ સ્હામેના પ્હાડનું વસ્તુતત્ત્વ (Ding an sich-thing-in-itself) એટલે એક માની લીધેલી કલ્પના, એક ખ્યાલ માત્ર.

સખી! ત્હારૂં અસ્તિત્વ એટલે એક ખ્યાલ માત્ર જ હશે? હેવું ઝાકળ જે'વું, આકાશ જે'વું ત્હારૂં અસ્તિત્વ મ્હને મુબારક હો! તું કલ્પનામય થતાં ત્હારા કલ્પનામય જીવનની આગળ પાછળ ભ્રમર પેઠે ભમ્યા કરાય તો ય ક્ય્હાં?

આઘે દૃષ્ટિપથમાં એક તારક સરી પડ્યો

અને વીજ માફક વિચાર જાગ્યો કે અસ્તિત્વ એટલે શું? જગતમાં આ બધાં છે માટે હું છું કે હું છું માટે આ જગતમાં બધાં છે?

માનવી વ્યક્તિ કે જાતિ? કવિની કવિતામાં ગવાતા વ્યક્તિગત અનુભવોથી ત્હારૂં હૃદય કેમ દ્રવે છે? ત્હેની અને ત્હારી વચ્ચે કંઇ સામ્ય હશે-સ્તો. ત્ય્હારે પશ્ચાત્તાપ કરતું ઉર કૉના ગુન્હા માટે રડે છે? પણ પશ્ચાત્તાપનું કાવ્ય વાંચતો હું વગર ગુન્હે કેમ આંસુ ઢાળું? વ્યક્તિએ ખરી અને જાતિ પણ ખરી; અગર બન્નેય નહિં. સખી! તું નથી તો હુંય નથી; હું છું તો તું ય છું.

કૃષ્ણ બંસીમાંથી સુર નીકળતાં વિશ્વ જન્મ્યું. તું અને હું એ બંસીના બે સુર. બધા સુરનું હૃદય એ કૃષ્ણહૃદય. બંસીસંગીત વિરમતાં વિશ્વ વિરમી જશે. આપણે પણ ત્ય્હારે અનન્ત હૃદયમાં ઉતરી જશું.

આ જડસૃષ્ટિ—જડસૃષ્ટિ કેમ કહેવાય?—આ બાહ્યસૃષ્ટિમાં અંધકારના ઓછાયા આવવા લાગ્યા; અને મ્હારૂં ચેતન પણ ઉંઘવા લાગ્યું. કોઈ અન-

ન્ત આત્મા—સત્યવાનના આત્માને લઇ જનાર યમની પેઠે—ધોધના અવાજને આઘે ને આઘે લઈ ગયો.

અંધકારસૃષ્ટિ જન્મતાં ત્હેની માતા ઉજ્જ્વલ સૃષ્ટિ રડતી હોય એમ વેગળે શિયાળોની સામટી ચીસો સંભળાવા લાગી; અને ત્હેનો જન્મ સુખ-શાન્તિમાં થઇ ગયો હોય એમ આગળ પાછળ શાન્ત શાન્ત થઈ ગયું. સૃષ્ટિ બદલાઇ ગઇ, ને હું ઉંઘી ગયો.



## ઘુવડ બોલ્યું "કૉણ જાણે"

The reading of an ever-changing tale.

*    *    *    *

Was it a vision, or a waking dream?
Fled is the music:–Do I wake or sleep?

*KEATS*

ચંદાના શીતથી સમુદ્રને પણ ટાઢ વાતી જ-
ણાય છે. આ ત્હેના તરંગો એ જ સૂચવે છે. પેલાં
ઢોળાવ ઉપર ભૂત જેવાં કૉણ બેઠાં હશે? એ પણ
ધ્રુજે છે. ચંદામાં શું કરવા ન્હાતાં હશે? ના, ના,
ધ્રુજતાં તો કંઇ નથી. હેમનાં વસ્ત્ર જ ફરફરે છે.
છાનીમાની શી વાતો કરતાં હશે? લાવને, ઝાડને
ઓથે બેસી સાંભળી લઉં.

*    *    *    *

"વ્હાલી? ગયા ભાદ્રપદની સન્ધ્યા તો સ્મરણમાં હશે. દેવમંદિરેથી આંબાવાડિયામાં ભમતાં આપણો પ્રથમ મેળાપ થયો. ચક્ષુમેળાપ કે હૃદયમેળાપ, ત્હને ફાવે તે કહેજે. એ મેળાપ તે આપણા લગ્નનું–રસિક જીવનનું–આકસ્મિક કારણ"

"ત્ય્હારે લોહચુંબકો જે'વાં હૃદયનાં ચુંબકોની વાસ્તવિકતા તે અવાસ્તવિકતા જ હશે? મ્હારી વીણાના સંગીતથી તો ત્હમે પણ આ સ્થૂલ જગતનાં તત્વો કાલ, સ્થલ અને કારણનું ભાન ભૂલતા. ત્ય્હારે હૃદયના સંગીત જે'વું કંઇ જ નહિ હોય? લગ્નથી જન્મતો સ્નેહ અને સ્નેહથી જન્મતાં લગ્ન અકસ્માત જ? યુગલનો પ્રેમ એટલે બાલિકાની ઢીંગલી?"

ઘુવડ બોલ્યું, "કોણ જાણે!"

"શકુન્તલા! આ 'હું'નો જન્મ પણ અકસ્માત નહિ તો બીજું શું? માત પિતાના આકસ્મિક લગ્ન સંયોગથી જન્મ્યું આ 'હું'"

"બીજ મૂક્યું બગીચામાં આપણે, અને પ્રભુએ આત્મા ઉતાર્યો. પ્રભુ જન્માવશે, જગત ધવ-

રાવશે. 'આપણી વાડીના બોરસલ્લી, ગુલાબ અને આમ્રવૃક્ષને વાવનાર અને પોષનાર આપણે. બાલક છોડ ઉપર ખીલતાં પુષ્પથી, વાડીના લીલા ઘુમ્મટમાં થતા પક્ષીના કોલાહલથી કેટલા ય આત્મા આહ્‌લાદ પામે છે. એ સૌન્દર્યલીલા આપણા જન્મથી જન્મી. સૃષ્ટિસૌન્દર્ય એટલે માયા જ હશે?"

ઘુવડ બોલ્યું, "કોણ જાણે!"

"જીવન એટલે અકસ્માત"

"એ અકસ્માત પાછળ કોઈ સ્વયંસિદ્ધ તત્ત્વ નહિં હોય?"

"જો તો ખરી, આ ડાળીની છાયા ત્હારા મુખ ઉપરથી જતી રહી. કય્હારનો ય કુમુદપતિ ત્હારા મુખને શોધતો હતો. પણ આ પાપી તો ત્હારા કપોલમાં ભરાઇ જાય છે. મ્હારા ઓષ્ઠથી મ્હને એ દુષ્ટને બ્હાર કાઢવા દે."

"વ્હાલા! પ્રકાશ કે'વા અભિનયોનો હેતુ બને છે?"

"પ્રકાશ પણ વિશ્વના જીવનમાં અકસ્માત છે. સૂર્ય ક્ષીણ થઇ જશે, અને અંધારામાં ઘૂમશે

આડંબર વિના કંઇ નહિ ?"

ઘુવડ બોલ્યું "કોણ જાણે !"

કર્મ, ભક્તિ અને જ્ઞાન એ ત્રણેની અનન્ત એકતા છે, એ ત્રણેને દોરનાર કોઈ એક જ હોય તો હોય.વશે કવશે આપણે એ તત્ત્વમાં જ ભળવાના"

"ત્ય્હારે વ્હાલા ! જીવનના અકસ્માત અને વિશ્વના અકસ્માતની પાછળ કોઈ શાસક તત્ત્વ કેમ ન હોય ? અનન્ત ઉત્ક્રાન્તિનો હેતુ જીવનમાં કેમ ન સમાયો હોય ?"

"મ્હારૂં દિવ્ય શકુન્ત જાણે છે કે તત્ત્વજ્ઞાન ક્ય્હાં સુધી દોડશે ? કલાથી પ્રકૃતિનું થએલું આલેખન પ્રકૃતિનું સાચું સ્વરૂપ શી રીત્યે બતાવશે ? "કલા અને પ્રકૃતિ"નું એક ચિત્ર મ્હેં જોયું છે. એ ચિત્રકાર માનવીને કેટલો છેતરે છે ? પ્રકૃતિનું કલામાં આલેખન એટલે પ્રકૃતિનું અસ્તિત્વ ક્ય્હાં રહ્યું ? એ ચિત્રકાર તો કલા અને કલા જ બતાવે છે. મનઃશાસ્ત્રના ઉચ્ચાર માટે આપણા મનને જ જીભ થવું પડે છે. વિશ્વની અનન્ત એકતા શોધવા જીવનની, જીવની અનેકતાનો માર્ગ

સ્વીકારવો પડે છે. આથી તત્ત્વચિન્તન માનવીનું હોઈ ભ્રાન્તિ મટાડવાને માટે આપણે મૃત્યુજીવનને જ શોધીશું. વિશ્વના છૂપા ભેદ શોધવા તર્કશાસ્ત્ર લંગડું બની જાય છે. અજગતમાં જ એ તત્ સત્ જડશે, જગતમાં જે નહિ જડે તે.

※ ※ ※ ※

વાદળાંમાં ચંદ્ર સંતાઈ ગયો ઝાડ ઉપરથી ફડફડાટ સંભળાયો. ઘુવડ ‘ કોણ જાણે ’ ‘ કોણ જાણે ’ કરતું ઉડી ગયું. ભૂત જેવો હું ઉભો થયો અને સ્વપ્ન પેઠે જતાં રહ્યા. યુગલના અભિનયો ઉઘાડી આંખે જોતાં મ્હને તો શરમ આવી.

## પ્રભુ પાંખો ક્‌ય્‌હારે આપશે ?

My love has talked with rocks and trees.

*TENNYSON*

વાદળ જે'વા પર્વતને શિખરે એ વિદ્યુત્ કોણ હશે ? એ તો મ્‌હારી સખી. મ્‌હને ઓળખતી નહિં હોય કે મ્‌હને જોવા છતાં તળેટીએ આવવા ત્‌હેના પગ ઉપડતા નથી ? છાતી સમાણા પર્વત ઉપર મ્‌હારાથી શી રીત્યે ચઢાય ! પ્રભુ પાંખો ક્‌ય્‌હારે આપશે ?

“ વિશ્વની સિતાર સાંભળ કે પાંખ વહોણા આત્માઓ પાંખવાળા થાય.”

એ શી રીત્યે સાંભળું ? કબુતરોના કલવ-

લાટ અને લખલખાટથી અને ઉન્મત્ત થઈ સમુદ્ર તરફ દોડતી નદીઓ જોઈને તો સંસાર સાંભરે છે. કિલકિલ કરતી કુદરત આત્માને ઉતારે છે, ચઢાવતી નથી.

"માનવી ! પુષ્પની પાંખડીઓનાં સંગીત સાંભળ્યાં છે ? પક્ષીઓના આત્મામાં ઉતર કે ત્હેમનું સંગીત અને ત્હારૂં સંગીત એક રાહી થાય."

સ્નેહીજન દેખાય છે છતાં હસ્તગત નથી. ઓપ્હના થરથરાટ અને આંખ્યોના ચમકાર ફોગટ છે. દૈવી દેહ નીચે નહિ જ ઉતરે. ઉંચે જોઈ ડોક દુખી જાય છે. પ્રભુ પાંખો ક્યહારે આપશે ?

"ઈશ્વર હશે કે નહિ હોય પણ પ્રકૃતિને ભાળ, પ્રકૃતિ એ જ આદર્શ કલા છે. એ આદર્શ કલાને વિલોકય; મહાન ચિત્રકારની ત્હને શી પડી છે. ત્હેના ચિત્રને તો જો."

ચિત્રમાં આત્મા જડતો નથી, પણ તું જ ઉભરાય છે. પર્વતને શિખરે દીપક રાગી તું વસી તો પર્વતની બાજુએ વહેતી આ ન્હાની મ્હોટી નદીઓ રાસ ખેલતી હશે ? તું ત્હારો ગરબો શરૂ

કર્યું કે નદીઓ ત્હેને ઝીલે, વૃક્ષનાં પાંદડાં તાળીઓ પાડવા બેસુમાર મત્ત બન્યાં છે.

ઉપર ત્હને જોઉં છું, પવનના સુસવાટાથી વારે ઘડીએ ત્હારૂં ઝીણું ઝૂલતું વસ્ત્ર શરીર સાથે અફળાય છે; કંઇક ચોંટી જાય છે. તળેટીમાં વૃક્ષ ઉપર પથરાયલી વેલ્ય એ જ સૂચન કરે છે. વિશ્વના આત્માને કય્હાં શોધું ? પ્રકૃતિમાં તો તું જ દેખાય છે; અને તું ઉપરથી ઉતરતી નથી.

" આકાશના રંગોની અનન્તતા જો; ઉષાની ગંભીરતા જો. પ્રકૃતિમાં ત્હારા મનની પ્રતિકૃતિ કય્હાં જુવે છે ? ત્હારા આત્માની પ્રતિકૃતિ જો. "

આ હૃદય આવેશથી તૂટુ તૂટુ થઇ રહ્યું છે. ત્હેને કય્હાં ભેટતી નથી ? પ્રભુ પાંખો કય્હારે આપશે ?

" કવિતા જન્માવ ત્હારા હૃદયમાં અને સિંચજે ત્હેમાં બુદ્ધિનાં નીર. પ્રભુ પાંખો ત્ય્હારે આપશે. "

બુદ્ધિ અને હૃદયનો વિરોધ કય્હાં શમે છે કે બુદ્ધિનાં નીર હૃદયસરિતાને મળે ? બુદ્ધિ અને હૃદયનો વિરોધ કેમ સંભવતો હશે ?

" જો સાંભળ. ગીતા જેવાં ધાર્મિક પુસ્તકનું તત્વચિન્તન અક્ષરશઃ સત્ય માનવાનો સમય ગયો છે. તર્કશાસ્ત્રથી ઉદ્ભવતાં સત્યો પણ હૃદયને અગમ્ય જ રહેવાનાં. આથી સામાન્ય મનુષ્યનું મન કવિતાનાં ચિન્તનને કે હૃદયને ચિન્તનને ભેટી પડ્યું.

" તું નથી જો સત્ય, તો
આત્મ મુજ પરમાત્મને
સર્વ છે જ અસત્ય; એ
મુજ હૃદયમતિ કહે ના બને."

કવિઓની એ હૃદયમતિ જનસમાજની પણ હૃદયમતિ થાય, અને કુતર્કશાસ્ત્રી સુતર્કશાસ્ત્રી હોય તો પણ નિન્દાય એ માનવીના સ્વભાવનું જ પરિણામ છે. મનુષ્યના જીવનમાં પ્રેમનું પ્રધાન સ્થાન હોવાથી, પ્રાકૃત જનને તેમ જ બીજાને પણ એ હૃદયમતિ માટે પક્ષપાત થાય. આદર્શ સુખનો સાધારણ રીત્યે જીવનમાં અભાવ હોય છે; એ આદર્શ જીવન આપણા વાસ્તવિક જીવનની બહાર શોધીયે છીયે; અને તેને કવિ કે નવલકથાકાર પૂરું પાડે છે, હાવો કવિતાનો ગૌણ આશય—આદર્શ ભાવનું નિરૂપણ કે ભાવનામય

રસ અને વાસ્તવિક જીવનની સંપૂર્ણ પ્રતિકૃતિ કવિતાના વિચારને, આત્માને, આપણી મતિમાં ઉતારી દે છે. આથી સંભવે છે બુદ્ધિ અને હૃદયનો કેટલોક વિરોધ. ”

હૃદય અને બુદ્ધિનો વિરોધ અને તેથી નીપજતો પ્રેમ અને સત્યનો વિરોધ શું માયા જ હશે? કે વિવર્તલીલા? હૃદયનાં તત્ત્વો ઘણી વખત બુદ્ધિ સાંખતી નથી. બુદ્ધિનાં તત્ત્વો હૃદયને ભેટતાં નથી. તો ઉન્નતિના સાધક અને બાધક અંશો ચાલુ જ રહેવાના. હેવી સ્થિતિમાં પ્રભુ પાંખો ક્યહારે આપશે?

“ હૃદય અને બુદ્ધિને એક વાજિન્ત્રમાં ઉતાર. નવું નથી લાગતું તોપણ હેમાં ઘણું નવું છે.”

* * * *

મ્હણે મ્હને કોણ બોલાવે છે? હા, એ તો મ્હારી સખી નદીમાં ન્હાતી ન્હાતી મ્હને બૂમ મારે. સ્નેહી સાથે નદીમાં ન્હાવા મ્હને દોડી જવા દે.



# સાંભરે છે ?

મ્હેં શું કર્યું ? ઝુંપડે ઝુંપડે અમૃત રેડવાનું આદર્યું; જગતને જોઇતું જ નથી પ્રભો ! ત્હારી ચાંદની સર્વવ્યાપી થઇ શકે છે. વિશ્વની નિશામાં ત્હારૂં તેજ જાગતું છે. માનવીના હૃદયની નિશામાં પણ ત્હારી ઇચ્છા હશે ત્યહારે પ્રકાશ ઉતરશે. માનવીને, માનવીને શીખવવાનો શો હક છે ? જગતમાં દેખાય છે એક પણ વ્યક્તિ માત્રનું જુદું જગત. મતભેદ એટલે જગતભેદ. વિશ્વના દરદથી બધા ય પીડાતા છતાં વિશ્વના બધાય દાક્તર, તો મ્હારા જે'વો વૈદ્ય થવાનો ડૉળ નહિ કરે તો ય શું ? કૉણ કૉની દવા કરે છે ?

હા ! પ્રભુ ! ત્હારૂં અસ્તિત્વ પણ જાણે સ્વે-

રસ અને વાસ્તવિક જીવનની સંપૂર્ણ પ્રતિકૃતિ કવિતાના વિચારને, આત્માને, આપણી મતિમાં ઉતારી દે છે. આથી સંભવે છે બુદ્ધિ અને હૃદય-નો કેટલોક વિરોધ."

હૃદય અને બુદ્ધિનો વિરોધ અને તેથી નીપજતો પ્રેમ અને સત્યનો વિરોધ શું માયા જ હશે? કે વિવર્તલીલા? હૃદયનાં તત્ત્વો ઘણી વખત બુદ્ધિ સાંખતી નથી. બુદ્ધિનાં તત્ત્વો હૃદયને ભેટતાં નથી. તો ઉન્નતિના સાધક અને બાધક અંશો ચાલુ જ રહેવાના. હેવી સ્થિતિમાં પ્રભુ પાંખો ક્ય્હારે આપશે?

" હૃદય અને બુદ્ધિને એક વાજિન્ત્રમાં ઉતાર. નવું નથી લાગતું તોપણ હેમાં ઘણું નવું છે."

* * * *

મ્હણે મ્હને કોણ બોલાવે છે? હા, એ તો મ્હારી સ્નેહી નદીમાં ન્હાતી ન્હાતી મ્હને બૂમ મારે. સ્નેહી સાથે નદીમાં ન્હાવા મ્હને દોડી જવા દે.



## સાંભરે છે ?

મ્હેં શું કર્યું ? ઝુંપડે ઝુંપડે અમૃત રેડવાનું આદર્યું; જગતને જોઇતું જ નથી પ્રભો ! ત્હારી ચાંદની સર્વવ્યાપી થઇ શકે છે. વિશ્વની નિશામાં ત્હારૂં તેજ જાગતું છે. માનવીના હૃદયની નિશામાં પણ ત્હારી ઇચ્છા હશે ત્ય્હારે પ્રકાશ ઉતરશે. માનવીને, માનવીને શીખવવાનો શો હક છે ? જગતમાં દેખાય છે એક પણ વ્યક્તિ માત્રનું જુદું જગત. મતભેદ એટલે જગતભેદ. વિશ્વના દરદથી બધા ય પીડાતા છતાં વિશ્વના બધાય દાક્તર, તો મ્હારા જે'વો વૈદ્ય થવાનો ડૉળ નહિ કરે તો ય શું ? કૉણ કૉની દવા કરે છે ?

હા ! પ્રભુ ! ત્હારૂં અસ્તિત્વ પણ જાણે સ્વે-

ચ્છાએ સ્વીકારૂં છું. જો બુદ્ધિ અને ઇચ્છા ત્હેં જ આપ્યાં છે તો એકનો માર્ગ બીજાથી ભિન્ન કેમ? બુદ્ધિ પણ અસ્તિત્વના ચી'લાથી કેમ વિમુખ થાય? અત્યારે પ્રકૃતિની લીલા છે તો પ્રભુની લીલા જોઈ શકું છું. કાલે મ્હારૂં પાપ જોઇશ ત્યહારે ત્હારી અકૃપા જોઇશ. જગતમાં પાપ હશે પણ તે શુદ્ધ રીતે હું ન જોઇ શકું; મ્હારો પ્રત્યગાત્મા મ્હારા પાપનો સાક્ષાત્કાર કરી શકે છે. જેટલા મ્હારા દોષ તેટલી ત્હારી અવકૃપા અને અવકૃપાનું ભાન એટલે અનસ્તિત્વમાં પ્રવેશ.

"પણ અલ્યા–"

કૉણ બોલ્યું?

"પણ ભાઇ, સ્વેચ્છાએ અસ્તિત્વ, અનસ્તિત્વ સ્વીકારે છે; એ સ્વેચ્છા કૉની? એ સ્વેચ્છા શું?"

આ પરિચિત સ્વર કૉનો?

"કહું છું. થોભ્ય. સાંભરે છે પેલું મંદિર?"

હા, કયું? હં, ભાગીરથીના તટ ઉપર આપણા–મ્હારા–ગામથી થોડેક દૂર. હા, હું ત્યહાં રોજ જતો.

"હું ત્ય્હાં રોજ જતી."

આ કૉણ બોલે છે ? કુમારી ? કુમારી ! મ્હારી કુ–કેમ આવતી નથી ? જગતસેવાનો અંચળો મ્હારે નથી જોઇતો. મ્હારૂં જગત તું. ત્હારા અવસાનથી જ ઉદ્‌ભવ્યો મ્હારો સંન્યાસઃ જગતસંન્યાસ નહિં પણ સંસાર સંન્યાસ. ત્હારૂં આગમન–પણ અવસાનમાંથી આગમન કે'વું ? સંન્યાસમાંથી સંસાર કે'વો ?

પણ છે ને અવસાનમાંથી અવતાર અને સંન્યાસમાંથી શંકરના જે'વો પ્રેમમય સંન્યાસ. સાંભરે છે ? મંદિર સુધી તો આપણે ઘણી ય વખત સાથે આવતાં. પણ ત્યાર પછી ?"

તું–હવે તો બોલનાર તું કુમારીજ હઈશ–તું અંદર જતી અને હું તો દહેરાના આસપાસના ઓટલા ઉપરજ બેસી રહેતો. મંદિર અંદર મ્હને કૉણ જાણે કેમ, જવું જ ન ગમતું.

"હજુ સાંભરે છે ?"

હા, એક વખત તું ત્હારી ભક્તિમાં ઘણી તલ્લીન થઇ ગઈ અને હું બહાર બેસી રહેલો તે થાકયો.

"પછી ?"

પછી બાજુમાંની ઑસરીમાંનું ઢોલકું બુખ જોરથી વગાડ્યું, અને ત્હેની અસર શી થાય છે તે જોવા દોડી ઓટલા ઉપર ચઢી બાજુમાંના ભીંત્યના જાળિયામાંથી જોયું, તો ઘડીભર ભક્તની ભક્તિનો હું ભક્ત બની ગયો. તરત જ સ્હામે ત્હારૂં મુખ દેખાયું ને ઓઠ ફફડ્યા. "संशयात्मा विनश्यति." "હવે સાંભરે છે ?"

ત્યાર પછી થોડાજ વખતમાં ત્હને ક્ષય લાગુ પડયો અને ત્હારૂં અવસાન થયું.

" હું—આ પૂર્વજન્મની ત્હારી કુમારી—અત્યારે તું મ્હને પ્રિય છે ને તે વખતે પણ પ્રિય હતો. અને તે વખતની જેમ ફરીથી કહું છું કે "संशयात्मा विनश्यति"

મારો પણ એજ પુકાર.

" થયું; ત્હારા અશ્રદ્ધાજીવનની આજ પૂર્ણાહુતિ. ચાલ થોડું સ્વર્ગનું ડોકીયું કરાવું."

* * * *

ઓમ્ તત્સતના બ્રહ્માંડભેદી પુકાર પુકાર કે

મ્હારી અને ત્હારી કથા સમુદ્રના સ્વર શી કે આ
કાશના તારક શી વ્યોમમાંથી ઉતરે. જાણો છો ઇશાનીશો નો અનંત સ્વર, માનવજીવનનો દિવ્ય
લેખ, બ્રહ્માંડની અનિર્વચનીય ઋચા ક્યહાં ગવાય છે
સખી ?

" વેગળે પુલનો પમરાટ છે, અને પુલસ-
માંનું યોગી ! સંગીત છે ત્યહાં. "

પણ આ સૂર્યસમા ત્હારા ઓજસથી રાત્રિ-
સમા મ્હારા અંચળામાં કાં ભરાય છે તારકગણ !
અલંકારથી નથી શોભતી મ્હારી સંન્યાસદીક્ષા.

* * * *

એમ સ્વપ્ન પૂરૂં થયું અને સૂકા રણ જેવું
જગત એકદમ ખડું થયું.



# પ્રભુતા ભણી પશ્ચાત્તાપ

"બેટા, મોજાં બહુ ઉછળે છે; બહુ દૂર જા માં. એ છીપોલીઓમાં ત્હને શું મળે છે?"

"હું—આઇ—બો..." દોડતું દોડતું બાળક મા પાસે આવ્યું.

* * * *

મ્હારો ઇતિહાસ વિચિત્ર છે. એ પૃથ્વીને ત્યજ્યે બહુ સમય વીત્યો નથી. પ્રભુનો ન્યાય હેવો થયો છે કે મ્હારે મંગળ અને પૃથ્વી ઉપર અદૃશ્ય સત્વ તરીકે પશ્ચાત્તાપ કરતા ભટકવું. સમુદ્ર ઉપર કે ખીણોમાં, પર્વતો કે શહેરોમાં અશ્વત્થામા જેમ આણદીઠ્યો રખડું છું. અન્તરનો તાપ સહન ન થતાં કોઇક વખત ફુલની પાંદડી

ઉપર બેસું છું તો પાંખડીઓ જાણે બળી જાય છે! મ્હારા ઘસારાથી પાંદડાં પરનાં જળબિન્દુ ખરી પડે છે. યક્ષના શાપને અવધિ હતી; મ્હારા શાપને પણ છે. ક્ય્હારે છે તે યક્ષ જાણતો હતો; હું તે નથી જાણતો. આ બાળક અને ત્હેની માતા જોઈ મ્હારો આત્મા કંઇક ઉલ્લાસે છે, છતાં અન્તરમાં ધ્રૂજારો ઉઠે છે. સા'મે સમુદ્રની અનંતતા કાળની અનન્તતા સૂચી પડી છે. સમુદ્રનાં મોજાં ઉછળી ઉછળી છીપોલીઓ જેવા મનુષ્યના ભાગ્યની મશ્કરી કરે છે. પર્વત પાછળથી કોઇ દૈવી બાળકે રમતમાં પુલ ભરેલી ચાંદીની રકાબી ફે'કી હોય તેમ ચંદ્ર ઉગ્યો અને ઉગતાં વેંત રકાબીમાંથી ખરી પડી પુલ, પુલ—બધાં પૃથ્વી પર વેરાઇ ગયાં;—કાં તો સમુદ્રના અનન્ત ઉંડાણ સુધી ઉતરી પડયાં. એવે જ સમુદ્રમાં વેગળે ધૂ ઊ ઊ........ કરતો અવાજ થયો ને મ્હને થયું કે વાયુપૂર્ણ દડાને એ દૈવી બાળકે પર્વતની પાછળથી ઠેસ મારી કે શું? કલ્પનાને થયું કે હમણાં એ શ્વેત દડો સમુદ્ર પર પડશે, પણ ચન્દ્ર દર્શનથી કલ્પના ત્ય્હાં જ અટકી.

હાં; ચંદ્ર ઉગતાં પેલી સ્ત્રી તળેટી પર આવેલી પોતાની ઝુંપડીમાં બાળકને ઘડીમાં આગળ દોડાવતી, ઘડીમાં માતાની પદ્દકલીઓ ગણતા, બેસી પડતા તે બાળકને " ઝટ ચાલ્ય, બાપુ ! " એમ કહેતી, શ્વેત વસ્ત્રથી જાણે ચન્દ્રમાંથી હમણાં ઉતરી હોય હેવી દીસતી, સમુદ્ર તરફ આવી. કિનારાપર એક ન્હાનો રેતીનો ઢગલો કરી બાળકે પોતાની માતાને તે ઉપર બેસાડી, ને પોતે પાણી તરફ આમથી તેમ ખોળામાં છીપોલીઓ ભરવા દોડવા લાગ્યો. એ આ સમય.

બાળક બોલ્યું: " હેં બા, આ શું ? છીપોલીઓ ! તું બારણે ફુલ મૂકે છે, ને આ જો; એ ન મૂકાય ? "

" એને, બેટા, સ્વસ્તિક રચવાં કહે છે. "

" તે શાનાં થાય ? "

" ફુલનાં ય થાય ને કંકુનાં ય થાય. "

" કેવાં હોય ? "

" એ સ્વસ્તિક લાલ હોય, "

" તે બા, તું હેવાં લાલ છસ્તિ કેમ નથી કરતી. "

"આપણાથી ના થાય. બીજા લોક કરે."

"બા, એ બા; તું બોલતી કેમ નથી? આપણા એ વગર બીજા લોક છે? ત્ય્હારે આપણે એકલાં કેમ?"

વિજળીના ચમકારે દૃષ્ટિ ફેંકતાં આકાશ ઉપર ચઢી આવતાં વાદળ નજરે પડે તેમ માતાના હૃદયમાં ચીરો પડતાં ભૂતકાળ ખડો થયો.

—"પ્રિય અનન્ત! પ્રિય શું કામ થયો? જો તું પરણેલોજ હતો તો યોગીઓનાં દર્શને આ પર્વતોમાં કાં આવી ચઢયો? આવ્યો તો હમારા ઝુંપડા સ્હામી ઝુંપડી કાં બાંધી? પ્રિય અનન્ત! આટલેથી પત્યું હોત તો પર્વત પાછળના મ્હારા યોગીપુરને ત્યજવાનો વારો ન આવત. મ્હારી વેણી ગૂંથવા કયાંહીથી યે તું બોરસલ્લીના ફુલ શું કામ રોજ લાવતો? એક વખત તેં શું કામ કહ્યું: પ્રજ્ઞા, પ્રજ્ઞા! લાવ, ત્હારી લટોમાં હું ફુલ ગૂંથુ? સાંભરે છે અનન્ત? મ્હારા કેશને ચૂમી ત્હારા પાપનો માર્ગ ત્હેં મોકળો કર્યો. હવે નહિ કહું. પણ પર્વતને ને સમુદ્રને સાંકળતી પેલી ગુફામાં હવે હું નથી જતી. મ્હોં મ્હોળું કરી ત્હારા અને મ્હારા

પાપની એ સાક્ષી પૂરે છે. ત્ય્હાં જ આપણે—આ બાળકના એ પિતા અનન્ત! 'પિતા થઇશ' એ પાપની પ્રત્યક્ષ ઘોષણા ત્ય્હાં જ ત્હારા હૃદયમાં થઇ.

પાપની ઘોષણા થતાં હું મ્હારે મન ઉતરી ગઇ. તું મ્હારે મન ઉતરીગયો. ત્હારા હૃદયમાં પણ સ્નેહના તાર છેલવેલ્લા રણકાર કરી તૂટી ગયા!

ત્હેં સમુદ્રમાં ઝંપલાવ્યું, અને તે જ ગુફા આગળ પાપના છેલ્લા સ્મરણાવશેષ ત્હને મ્હારાં સગાંએ બાળ્યો. પછી—

યોગીપુરનો આદેશ છે કે માતાઓને પૂજવી. હું પાપી હતી પણ માતા બનાવવા સમય વાટય જોઇ રહ્યો હતો. પણ શરમની મારી—પાપની શરમની મારી— યોગીપુરથી છુટી પડી પર્વતની આ બાજુ ઝુંપડી બાંધી રહું છું. યોગીપુરમાં મ્હને સજા થઇ છે કે મ્હારા દેખતાં કોઇએ શણગાર ન સજવા, કોઇએ ગાવું નહિ, અને કોઇએ મ્હને ફૂલ ન આપવાં. જાતે ફૂલ વીણી લાવી પશ્ચાત્તાપની એક આહુતિ તરીકે આંગણે ફૂલનો સ્વસ્તિક રચું

છું કે એટલા તો પ્રભુતાના ભણકાર વાગે. પાપ કર્યે પશ્ચાત્તાપ એ પ્રભુતા તરફ પગલાં માંડવાં– ”

* * * *

માતાના આત્માએ મ્હારા આત્માને સંદેશ મોકલી દીધો, ને મ્હારા હૃદયમાં પણ ભૂતકાળ જાગ્યો. તે અનન્ત—તે પાપી–તે હુંજ. હાય, હુંજ ! બિચારી પ્રજ્ઞા જોઇ શકતી નથી કે તે પાપાત્મા અનન્ત ત્હેની પદરજ ચૂમે છે. અદૃશ્ય હું જાણે આંસુમાં ઑગળી ગયો; અને ધીમે ધીમે મ્હારી આગળ પાછળ તેજ વ્યાપતું ગયું.

ચન્દ્ર માથે આવ્યો.

“ બા ! ત્હારા માથામાં આ ફૂલ શાં? આ તેજ તેજ શાનું જણાય છે ? ”

“ બેટા! ત્હને પાંખો કેવી ? ”

આગળ બાળક અને પાછળ પ્રજ્ઞા અને ત્હેના કેશમાં તેજ ભર્યાં મોતી ગૂંથતો હું કિરણને રસ્તે રસ્તે ઉડયાં. બાળક ફિરિશ્તો ચન્દ્રમાં થઇને હમને ક્યહાંક લઇ ગયો.

* * * *

સમુદ્ર હવે શાન્ત થઇ ગયો હશે. ઢગલા

ઉપરની છીપોલીઓ રખડતા પ્રવાસી માટે પડી હશે. ગુફામાં હજુએ કોક વખત 'પ્રજ્ઞા! પ્રજ્ઞા!' શબ્દ સંભળાતો હશે. અને યોગીપુરના વાસીઓ કોક વખત સમુદ્રના પડઘા જોડે 'અનન્ત! ઓ અનન્ત!' એમ સાંભળતા હશે.



# અતિથિ તોરે દ્વારે

"શું કરો છો? પ્રિય!"

હું શું કરૂં છું? હું શું કરૂં છું ત્હેની ત્હારે, ત્હમારે, જગતને શી દરકાર હોવી જોઇયે? મ્હારી ભાવનાઓ માટે ત્હમને શી દરકાર છે? ત્હમારી નીતિ એ મ્હારે મન માયા છે.

વારૂ, જંગતની નીતિ તરફ મ્હારી ભાવનાઓ વિરોધ ન દાખવતી હોય તો હું શું માનું છું કે કરૂં છું ત્હેની ત્હમને શી પરવા? મ્હારી શ્રદ્ધાને માટે ત્હમે કારણ માગશો તો કહીશું કે શ્રદ્ધાનું કારણ શ્રદ્ધા. મ્હારા વિચારો અસંગત છે એમ ત્હમે કહો છો. ખરૂં ને? ચાલો, મ્હારા વિચારો અસંગત છે; અવિરોધનો ડૉળ કરવો એ જગતને

અને જાત્યને છેતરવા સમું છે. હેવા જડભરતવેડા મ્હને નથી આવડતા. કુદરત મનુષ્યને પૂછવા આવતી નથી તો ત્હમને કંઇ પણ પૂછ્યા વગર હું કુદરત જે'વો બની રહીશ. આત્માનાં ઓળખાણ નથી કરવાં તેમ ત્હમારાં પણ ઓળખાણ નથી કરવાં. હું છું તો નથી નથી બનનાર, નથી તો છે નથી બનનાર. નરક હિંદુઓના અને 'ઇન્ફર્નો' ડાન્ટેના મગજનો કિસ્સો જ માત્ર છે. દેવલાંને ઘસ્યા કરનાર પોતાને બ્રાહ્મણ કહાવતો કંસારો અને પૂતળાંને દૂધ, દહીં, ઘી, તેલ, દીવેલનાં મર્દન કરનાર પોતાને પૂજારી કહેતો સુથાર, મ્હારા જેવા પ્રમાણિક સુથાર કે કંસારાને નરકમાં—પેલા "ઇન્ફર્નો"—માં જોશે ?

હું છું. હું વિચાર કરી શકું છું, માટે છું. બધા ય વિચારોના જીવન જે'વો, મૂળતત્ત્વ જે'વો આત્મા હોવો જોઇએ, માટે હું છું. હું ખઇ શકું છું માટે છું. મ્હારામાં કર્તવ્ય ભાન છે માટે છું. પણ છું કે નથી એમાંનું એકે ય જાણ્યાથી મોક્ષ શી રીત્યે સંભવે ? બુદ્ધિનો હું ગુલામ છું. મ્હારી

લાગણીઓનો હું ગુલામ છું. ત્હમે ત્હમારી બુદ્ધિના, ત્હમારી લાગણીઓના, અને સાથે લોકોની વાતોના પણ ગુલામ છો.

પ્રિય પ્રભુ ! જો હોઉં તો; પણ ના કેમ હોય ? અરે રે ! મ્હારો પ્રભુ નહિ હોય ! જાગો રે જાગો રે જસોદાજીના જીવન ! કે વ્હાણેલાં વાયાં નવલાં રે. મ્હારા ચિત્તમાં જાગો મ્હારા નાથ ! આ અંધનો હાથ ઝાલ્ય, કે શંકર અને બુદ્ધ અહીંથી સંકોરી લઇ હું ત્હારી સાથે પ્રયાણ આદરૂં. મ્હારે અહીં કર્તવ્ય નથી. કર્તવ્યભાવના એ ભ્રમણા છે. થોડાં ફુલ ત્હારે કાજે લઇ લઉં છું. રસ્તામાં સુંઘજે.

* * * *

"ચિતર ચિતર શું કરો છો ? પ્રિય !

મ્હારાથી નથી ચિતરાતું એ. તે દિવસે વનમાં ફરતાં ફરતાં ત્હેં મ્હને પીંછી આપી ઘેર મોકલ્યો. મ્હને કહ્યું કે તું શોધે છે તે આની વતી રંગજે. પરંતુ ત્હારી પીંછી અને ત્હારા આપેલા રંગો અધુરા છે. મ્હેં જે દીઠું છે, હું જે જોઉં છું તે આમાં ઉતરતું નથી. તે દિવસે આકાશમાં પ્રકૃતિ-

દેવીની રંગબેરંગી પુલની વેણી જોઇ હતી? લોકો ત્હેને ગમે તે કહે. એ અંબોડલો સુંઘતો પ્રભુ ત્હેની પાસેજ હતો. એ વેણી, એ દેવી, વાદળાંનો એ અંબોડો, અને એ સર્વને છાતો મ્હારો પ્રભુ મ્હારે ચિતરવો છે. આ પીંછી નથી જ ચિતરી શકતી જે મ્હારા હૃદયમાં છે તે.

પ્રભુ! ત્હારી પીંછી અને ત્હારા રંગ નકામા છે. હવે—તો ત્હારા એ વિશ્વ હિંચકાની દોરી મ્હને આપ્ય એટલે ત્હને ઝુલાવ્યાજ કરૂં. પીંછી અને રંગ મ્હેં આ ફેંકી દીધા.

* * * *

ચન્દ્રની આગળ પાછળ ભુખરૂં તેજ આવી રહ્યું છે, તે મ્હારા પથ્થરના ઘડેલા પૂતળાની આગળ પાછળ શી રીત્યે ઘડાય? પથ્થરમાં તેલની ધાર જેવું નાક બનાવાય પણ ચાંદનીમાં રમતો મ્હારો પ્રભુ શી રીત્યે ઘડાય? ત્હણે નદી ઉપર પડેલા ખડબચડા પથ્થરોમાં અને બાજુએ રહેલા ખડકોમાં તે ઓછા અશુદ્ધ રૂપમાં દેખાય છે.

સમુદ્રનાં મોજાં એક ઉપર એક ચડભડી પડે

છે, વાદળાંઓ ઘનઘોર આકાશમાં સરસાઇ કરે છે, ત્ય્હારે પ્રભુનો નાદ સંભળાય છે. ત્હેને પ્રત્યુત્તર આપવા ઘણી વખત ગાઉં છું. પણ તે અનન્ત નાદ ક્ય્હાં અને મ્હારી તેડો વાળી પીપુડી ક્ય્હાં! મ્હારામાંથી વાદળનાં ગીત અને સમુદ્રનાં ગીત નીકળે તો ત્હારૂં વાજીંત્ર મ્હને કાં નથી બનાવતો? મ્હારા સંગીતમાં ત્હારો અનુભવ નથી થતો, પણ સંસારના અભાવનો અનુભવ થાય છે. પૃથ્વીના અણુએ અણુમાં ભળી જવાથી વિશ્વ રમખાણનો સાક્ષાત્કાર મ્હને વધારે થશે. અને એટલું ય નહિં બને તો તારક જે'વા તેજસ્વી શરીરના નિર્જીવ અંગભૂત થઇ જવાનું મ્હોટું ભાગ્ય ક્ય્હાં ઓછું છે?

*    *    *    *

આત્મનિર્ણયનાં પાંચ પગલાં ભર્યાં; પણ આત્મતત્વ ચિન્ત્યો નહિં.



# કળાકાર

ખેડુત ભાથું ખાય છે, અને પંખીઓ ઉંઘેટાં થાય છે, તે વખતે સૌન્દર્ય રાણી માનવીઓના જગતને છોડી પોતાના આરામગાહમાં બેદરકાર થઈ પડે છે. તે વખતે બેશરમ થઈ ત્હેના કાનમાં હું ઝીણી ઝીણી વાત કરૂં છું. સમુદ્રની પથારી, તાડનાં ચમ્મર, પ્રકૃતિ ને હું જ્યારે સાથે હોઇએ ને માનવી દેખે નહિં, ત્યહારે કુટુમ્બીજન થઇ જઇએ છિયે. તપતું મૂર્છા પામતું જગત, સોનાં રૂપાં થઇ જતું પાણી, મગરમચ્છ થઇ સૂતેલા પર્વતો જોઈ હૃદયનો આનંદ મ્હારે દાબી રાખવો પડે છે, ને પીંછીઓ ને રંગપ્યાલીઓ રખડતાં મૂકી દઉં છું.

ગજવામાં ને બગલમાં ચોપડીયોનો ભાર વિંટાળતો એકાકી અજાણ્યા વહેળા માફક કોઇ રસ્તે જતો હઉં છું; રંખડતો એકલો પ્રવાસી આમ જ ભટકે એમ ગણત્રી કરતો લાંબાં પગલાં ભર્યે જ જાઉં છું, ત્યહાં વિશાળ આકાશની ચીસ સમી સમડીની ચીસ સંભળાય છે. ઘનઘોર આકાશની ગર્જનાથી હું બીજા વિશ્વમાં ઉંડો ઉતરી પડતો નથી, પણ આ સમડીની ચીસથી ઉંડો ઉંડો ઉતરી પડું છું; ધીમે ધીમે પંખીઓનો કિલકિલાટ સંભળાય છે; વેગળે કોસ ચીચરૂક ચીચરૂક કરે છે; તળાવ ઉપર ધોનારીઓના તાલ દેતા ધબાકા સંભળાય છે; મીઠું જગત ઉપર ધૂમસ નાખતું ઘંટી આગળનું ગીત કાનમાં અમૃત પેઠે સરી જાય છે........પણ ન્હેંત ઉછળતી છાતીને દાબી રાખતો હું ગાતો નથી—ગાઈ શકતો નથી.

ઉગતા સૂર્યને પૂજતા નદી વચ્ચે ઉભેલા બ્રાહ્મણને જોઈ સિંધુ ઉપરના પુરાતન આર્યનું સ્મરણ થાય છે; મુલ્લાંની બાંગ સાંભળી રાત્રીની એકતાનતા ભાગે છે; સુવર્ણમંદિરો ને મોતીમસ્જી-

દો જોઈ સ્થાપત્યશોભાથી હૃદય ઉમંગી બને છે; પણ નાથ! ત્ય્હાં હું ત્હને સંભારૂં તો ય દોષ કાઢવાની વૃત્તિથી. ત્ય્હાં ત્હને ભાગ્યે જ જોઈ શકું છું. ત્ય્હાં તો ત્હારા સંબંધી શંકાના થર જામી જાય છે. ત્હારે નામે લોહીભીના થયલાં ઇતિહાસનાં પાનાં જ સાંભરે છે. મથી થાકું, પણ ત્હારી પ્રાર્થના ત્ય્હાં હું કરી શકતો નથી.

*   *   *   *

પણ યન્ત્રકઠોર જગત! ત્હને ખબર છે હું ક્ય્હારે ક્ય્હારે ગાઉં છું.

પણ, સખી! ત્હને જ ખબર છે જે આપણ બન્ને ઉપર પીંછી મારતા કાળને નીરખી ત્હેનું અનુકરણ કરવા ક્ય્હારે હું વીસારે પડેલાં મ્હારાં પીંછી પ્યાલીઓ પાછાં લઉં છું.

પણ નાથ! ત્હનેજ ખબર છે કે કદી કદી ને ઘણી વાર જાણ્યું અજાણ્યું કરવા મ્હારી આંખ્યો ત્હને આર્થે છે.

# એક ચિત્ર.

" રસ્તો આલજો બા! આંધળાને જવા દો ભાઇ ! " કરતું એક મનુષ્ય અડબડિયાં ખાતું જતું હતું. આગળ પાછળ છૂટાંછવાયાં ઝાડ સિવાય સર્વ સપાટ હતું. રાત્રિના એકતાન સંગીત જેવું આકાશ પડી રહ્યું હતું. પીળાં પડી ગયેલાં તણખલાં અને ઉપસેલાં અને ચીરાઈ ગયેલાં ઢેફાં ઉપર દૃષ્ટિ ઘડીક ઠરતી હતી. ત્હેની સરસાઈમાં માનવ દૃષ્ટિને આકાશમાં કાંઇ જણાતું ન. હતું. શહેરમાં રસ્તા કરતાં ઘરોમાં હિલચાલ વધતી જતી હતી.

બે ત્રણ ગાઉ દૂર આવેલા બાંકુ ગામમાં એક ઘરના પાછલા અંધારા ઓરડામાં ઘોરાજીની વહુ લખુબાની મરણની ઘડીઓ ગણાતી હતી–" બાપુ ! રે બાપા ! " કરતો છોકરીને હાંફ્લો ફાંફ્લો મળવા જતો લખાજી અડબડિયાં ખાતો હતો.

" બાપા ! ગાયને ભચકાયો કે શું ?"

મરજાદી વ્રજચારીની ઝીણી ઘંટડીના સૂરને ડુબાવી આ સ્વર ઘડીક પેસી ગયો. પણ બાળકૃષ્ણના સૌન્દર્યના ઠાઠ ઉપર વ્રજચારીની આંખ ઠરતી ને બાહ્ય જગતના ઘોંઘાટને ડબાવવા વધારે તાનથી રાજભોગને સમયે ગાવાનું કોઇ વ્રજભાષાનું ગીત ત્હેણે ગાયું. ગીતનાં ઉછળતાં મોજાંમાં અંધ પુરૂષનો સ્વર ડૂબી ગયો. બુદ્ધાવતારી બાળકૃષ્ણ ગાયની શાન્તિમાં ભરાઈ ગયો હતો. અંધ પુરૂષની આતુર અને દુઃખી મુખમુદ્રાને પ્રભુની ઝલક છાઇ રહી હતી.

"પ્રિય પુષ્પા! ઉતરતી સંધ્યા આના કપોલ ઉપર ઉતારવી છે, પણ ચાંદની જે'વી સ્વચ્છ નાસિકાની બન્ને બાજુ થોડી થોડી જગ્યા મૂકી, ત્હારી ચુંદડીનો રંગ ઉતારૂં છું. પણ પ્રસરી જવાની ભીતિ રહે છે; વળી ત્હારા નાકથી પણ વધારે દિવ્ય નાસિકા બનાવવા પીંછી મરોડ મરોડ કરૂં છું પણ વારૂં ત્હમે આજે ખાવાનું બહુ મોડું કરવાનાં; તે તરફ ચિત્ત રાખો. આજે ને આજે મ્હારે ચિત્ર પૂરૂં કરવાનો કોલ છે.......ગઇ તે બહુ સારૂં થયું. મ્હારે અંતાકુકડી રમતા પગની લીટી મારવી છે,

કારણ પાછલી બારીમાંથી તેજ આવે એટલે આમથી પગ સ્પષ્ટ અસ્પષ્ટ દેખાયજ,.......લાવ જરા દૂરથી જોઉં........ રસિક સમાધિમાં પડી જવાશે તો રસિકતાને દોષ...............

થાક્યો હોય એમ અંધપુરૂષ બગલમાં ડાંગ ગોઠવી, ફાળીયું ઉંચુ કરી, અંધ આંખ્યમાંથી આકાશ સામું જોઇ રહ્યો હતો. ત્હેની આંખ્યોમાં રમણીય ચિત્રો હતાં. ત્હેના કાનમાં સંગીત હતું. 'સૌન્દર્ય શું ? જગત શું ? પ્રીતડીજ આ શી ?'

હજી અડબડીયાં ખાતો અંધપુરૂષ ચાલતો હતો. "નીતિના નિયમો પ્રભુને શીદ માથે મારતા હશે ? એકજ પ્રભુનાં બાળકો લગ્ન પહેલાં અર્ધ વેશ્યા થવાનું નૈતિક ગણતાં તેજ પ્રભુનાં બીજા બાળક પરપુરૂષ સાથે વાત કરતી સ્ત્રીને અનાચારી ગણવા માંડી પડે છે.

—આમ કરવું જોઇએ ત્હેની ભાવના મનુષ્યમાં એક સરખી કેમ ન પ્રવર્તે ? ગેરકાયદેસર અને અનીતિમય જાણાની ખૂન જેવી વસ્તુ લ્યો. નગ્ન સ્વરૂપમાં આવેલી મનુષ્યની શુદ્ધ લાગણીનો તે કોક વખત ઉચ્ચતમ ઉચ્ચાર નથી હોતો શું ? "આ

નીતિ નિયમો પ્રભુ! મ્હેં ઘડેલા.” પણ બે પ્રમેય સ્હામ સ્હામાં અથડાતાં હોય માટે બન્ને ખોટાં? એક ધર્મથી ઝનૂન આવે; બીજાથી પોચાપણું આવે; માટે બન્ને ખોટા! સાધ્ય મોક્ષ માટે સાધન ધર્મ; સાધ્ય ધર્મ માટે સાધન નીતિ. આ નીતિનો એક જન્મ. સાધ્ય સમાજ ઉન્નતિ; વ્યકિત ગત ઉન્નતિ તે નિરાશાથી જન્મતું સાધન.

બીજા બધા હાવા કેવા? શા માટે તે ઉચ્ચ-તર થતા નથી; મ્હારા જે'વા કેમ ન થાય? પણ પ્રયત્ન કરે ત્હેવા થતા નથી તો મ્હારે શું કરવું રહ્યું! મ્હારે જ સારૂં થવું રહ્યું. પણ બીજાની અની-તિથી મ્હને ગેરલાભ થાય, તે મ્હારા નીતિમય આ-ચરણથી અટકે હેવો હતો? આ બહારના ઘોંઘાટથી મ્હારી વિચારમાળા કાં અટકે છે?........ એ અટ-કાવવા વ્યવહારકુશળ બનવું જોઇએ, સખત કાયદાઓ ઘડવા જોઇએ, હં, હં એ ઠીક. કાયદાઓ છતાં અનીતિ અટકી નથી, ને સઘળુ અનીતિમય ગેરકાયદેસર નથી. બીજું, પોતાના સ્વભાવની નીચ-તાનું ભાન એ નીતિને માટે ત્રીજુ કારણ પણ બને છે........ અહીં તહીં ભિખારીઓની બૂમ પડે

છે. વિચારમાળા ટપકાવી લેવી જોઇએ. કદાચ મ્હારી ત્રિશ્વ વ્યવસ્થામાંથી ઇશ્વર ખરી પડે.

"બેટા! ત્હને બહુ ખમવાં પડયાં. હવે ગામમાંથી આ નીકળ્યા ને રસ્તે પડયા એટલે ત્રણ ગાઉ શા હિસાબમાં છે? બેટા! ત્હારે હજી ઘણાં જીવવાં છે પણ હાહ તો ચાલતો નહિં હોય? હું આવું ત્યાં સુધી તો જીવજે. ઓ સંતરામ બાપા! એ'ને જીવાડજે, આ આંધળાનું એ શું નથી! એ'ની પાસે જઇને એ'ને હાથે હાથ ફેરવીશ, પગે હાથ ફેરવીશ, કપાળે હાથ ફેરવીશ, એ'ને હોઠે હાથ ફેરવીશ. વાહ પ્રભુ વાહ! મ્હને તું એમ કહે છે કે 'ત્હારી છોકરી ઘણું જીવવાની છે. 'ધીરજ ધર' મ્હારો પ્રભુ કાનમાં કહી ગયો જાણું."

કેટલાંય સમાજસેવાનાં પાટિયાં અંધની આંખ્યોથી લજવાતાં ચાલ્યાં ગયાં. આંધળો બાપ એક હાથમાં લાકડી ને એક હાથે ભીંત્યે ટેકો દેતો ચાલતો હતો.

હવે ત્હારી કલ્પનામાં મદદ કરનાર કોણ આવે છે?



# માંસલ અભિલાષા

જુન મહિનાના બપોર પછીનો વખત હતો. સમુદ્રના કિનારે પડી હોય એમ આકાશમાં લ્હેર ભાત પડી હતી. બીજી બાજુથી નિશાન ડંકો સાથે, દૃષ્ટિ સીમામાંથી વહાણો પેઠે વાદળાં ધીમે ધીમે પર્વત ઉપર કુચ કરતા લશ્કરની પેઠે ચઢતાં હતાં.

"બેટા! જાણ્યું કે? પેલા, શું નામ? બબ્યું, તે ગઇ કાલ્યે પકડાયા."

"કૉણ? જ્યોતિલાલ, પકડાશે પકડાશે એમ બહુ દિવસ સંભળાતું હતું તે પકડાયા. બા, જાણું વર એટલા બધા પકડાવાના."

"ના રે, પ્રજ્ઞી, લે તારે, વાતમાં વાત મ્હને સાંભરી. ક્યહારનું થાય છે કે જાણું પૂછું, પણ–

મ્હેશ પૂના સોસાયટીમાં જોડવાનું કરે છે. મ્હારા જમાઈ તરીકે દીપે હેવો તો મ્હને એ લાગે છે."

"બા! બે વરસથી માથે હાથ દઈ વિચાર કરી થાકી. મ્હને તો જાણે એમ થાય છે જે પરણવું તે પરણવું. કાન્તી દસ અગિયાર વરસની હતી ત્ય્હારે પરણી હતી, પણ કે'વી સુખી છે! પરણી ત્ય્હારે તે કય્હાં જાણતી હતી કે હેનો વર હાવો સારો નીકળશે? પણ બા! પછી તો મ્હારે બધા દિવસ હાવાં કપડાં ન પહેરાય, કોઇ કોઇ દિવસ તો મ્હારે રૉફ મારતાં શીખવું પડે."

"લે, તારે, સ્હાંજે કંઇ જવાની છું કે? ત્હારા ભાઇ આવશે ત્ય્હારે વાત કરીશું."

"એ તો બા! હું અમથું ભરડું છું."

"અમથું ને ચોપડયું. સ્ત્રીની જાત્ય ને પુલની જાત્ય. કાંઇ વર તે નવા જનમવાના હતા જે?"

* * *

"અરે પ્રભુ! કનૈયાલાલ! કન્હૈયા! કાન્હા વગર કેમ ચાલશે રે મીરાં ત્હારે કાન્હા વગર કેમ ચાલશે? મ્હારી આંગળીઓ કે'વી સુંદર છે? મ્હારી

ચાલવાની ઢબ ઉપર તો હું જ છોકરો હઉં તો મોહી પડું. બાને શી ખબર જે રૂપને રૂડો સાધુ રે મોહ્ય તો બિચારા મહેશ પરણું તો મ્હારા જ છે ને? મનુષ્ય તરીકે જન્મ્યા પછી પરણવું એટલે મનુષ્યનું એક કર્તવ્ય કરીએ છિયે. તે કરવામાં જ મ્હારો ધર્મ છે. નહિ પરણવાનો ધર્મ દેવોને હશે એમ કૉણે કહ્યું? ચંપો પુલ્યો તો મ્હારે દેવને ધરાવવો, કાન્હ મ્હારો દેવ નહિં તો દેવ મ્હારો ઈશ. વળી કનૈયાલાલને વળી કય્હારે પરણવું'તું? પરણવું પરણંવું ને ના પૈણું કહેવું તે પરણ્યાં હઇયે તો રોજ મૈડમાં બોલે. આઠ દસ વરસની સજા. મ્હેં જાણ્યું જે આ મહિને નહિં તો આવતે મહિને, કંઇક થશે અને બધા કેદીઓ છૂટશે. પણ બે વરસ થઇ ગયાં ને હેમને કય્હાં લઇ ગયા હશે? કનૈયાલાલ! ભેખડ ભેખડ જેવડી ઈંટયોની ગુફા જે'વી ઓરડીમાં ત્હમે શું મ્હારા સંબંધી વિચાર કરતા હશો?

અરે! કોઇ વેણુ કાઢે
કે કાન્હ પેલો જાણે

કે પરણું પરણું મ્હને થઇ રહ્યું રે લોલ
જો એટલું જાણું તો પરણું નહિં રે લોલ.

ઐરાં પણ જાણું ભળતુંજ ગાતાં સંભળાય છે. "ગોરી તમ વિના સૂના આવાસ, પુત્ર વિના સૂનાં પારણાં." મ્હારા વગર કોના આવાસ સૂના છે ત્હેની મ્હને શી ખબર! અને પુત્ર વિહોણાં પારણાંની મિથ્યા કલ્પના છે. પુત્રની ઇચ્છા કે માંસલ દેહની ઇચ્છા? પુત્ર વિના સૂનાં પારણાંમાં જગતને અને આત્માને છેતરવાની ઠીક કરામત છે."

* * *

પ્રજ્ઞા મહેશને પરણી સુખી થઇ. પ્રજાના હિતના પ્રશ્નો મહેશની સાથે ઘણી વખત ચર્ચતી, ને દૃષ્ટિભેદ રહેતો તે નિભાવી લેતી. પાંચ વરસનો દિનકર અને બે વરસની વિશાખાની તે માતા થઇ હતી. કનૈયાલાલને તો પૂર્વ જન્મમાં મળી હોય એમ થઇ ગયું.

સમુદ્રનાં મોજાં જે'વી ટેકરીઓ ઉપર અહીં તહીં બંગલાઓ ને તંબુઓ દેખાતા હતા. પ્રજ્ઞાનું કુંટુંબ અહીં ઉન્હાળો ગાળતું હતું. એક આંગ-

બીએ દિનકરને ઝાંખી વિશાખાને ઘડી હાથ ઉપર લેતી ઘડી થોડું ચલાવતી આમતેમ ટેકરીની બાજુએ પ્રજ્ઞા ઘણી વખત ત્હાંજે ફરતી. ઘડી નીચે ઝરણોના સૂકાયલા લીટા ઉપર નજર નાંખતી. ઘડી દૂર આવેલાં ધર્મમન્દિરોની ધજાઓ જોવા પ્રયત્ન કરતી; ઘડી દક્ષિણમાં જોઇ કલ્પનાથી પોતાનું ગામ નજર આગળ ઊભું કરતી; ઘડી ભૂતકાળ જગાવતી.

"હાથમાં ડાંગ, માથે ન્હાની ટોપી, અને ઉઘાડા પગે ભેખડોમાં ચાલનાર કનૈયાલાલ! ત્હમને ક્ય્હાં સુધી નીરખીશ? ભીલોના ઉદ્ધારક કનૈયાલાલ! ખડબચડી ભૂમિ જે'વી મ્હારી સ્મૃતિમાં ડાંગ લઇ અડવાને પગે પર્વતોમાં ફરનાર કનૈયાલાલ ભમ્યા કરશે.

હા નાથ!
ઝગમગતી જ્યોત ઝગે તવ મન્દિરે
તવ ચરણે, હૃદય મન્દિરે નાથ!
પ્રજ્ઞી તવ ચરણે.
ભૂલ્ય ભુલાવો મોરા નાથ! ના...થ!

* * *

શું થયું હતું? ઝાડની બાજુમાં પડેલા મ્હોટા

પથ્થર ઉપર બેઠેલો એક પુરૂષ એક દિવસ પ્રજ્ઞાએ જોયો હતો. એક બાજુ લાકડી; બીજી બાજુ ન્હાની ટોપી; પગ ઉપર પગ ચઢાવેલા; માથે હાથ ફેરવે; ઘડી બંગલા તરફ, 'દેશ' તરફ ને આકાશ તરફ જુવે. કાળું શેકાઈ ગએલું ત્હેનું શરીર હતું. એ પુરૂષ કનૈયાલાલ, પ્રજ્ઞાનો પ્રિય મિત્ર નીકળ્યો. બાજુની જેલમાંથી તરતનો છૂટયો ચાલ્યો આવતો હતો. ત્હેણે પ્રજ્ઞાને ઓળખી. પ્રજ્ઞાએ ત્હેને ઓ-ળખ્યો. પ્રજ્ઞા અને કનૈયાલાલે શી વાત કરી હશે? ત્હેમની આંખ્યોએ શી વાત કરી હશે? દિનકર અને વિશાખાને રમાડી, પાણી બાણી પી ભીલોના ઉદ્ધારનો ત્હેણે માર્ગ પકડયો હતો.

"ભૂલ્ય ભુલાવો મોરા નાથ!"ના સ્વરની ઝીણી ઝીણી પુદડીઓ તે દિવસે આકાશમાં પડી ગઇ હતી................



# અગત્યનું સૂચન

'કે માનવી સ્વપ્ન મહીંજ જીવે' એ મ્હારી ઝીણી સ્વપ્નસૃષ્ટિનો ઝીણો ઉપોદ્‌ઘાત છે.

**"આઘે આઘે ઘણે દૂર"**.

લેખનું મુખ્ય સ્વરૂપ સંવાદનું છે. "આઘે આઘે ઘણે દૂર" એ બાળકનો જવાબ છે. અવતરણ ચિહ્નમાં મૂકાયલાં વાક્યો બાળકનાં છે. બાકીના બોલ બાળકની સાથે ચાલનાર મુસાફરના છે. કલ્પેલો મુસાફર બાળક સાથે **હિ**માલયથી માંડી પશ્ચિમમાં ને પશ્ચિમમાં પોતાનો મનો-જવ પ્રવાસ કરી **હિ**માલય પાછો આવે છે. દેશોનો ઉલ્લેખ એજ ક્રમે છે. માનવજીવનનો નવો ઇતિહાસઃ **અ**મેરિકા. **ચી**નને સંન્યાસી જે'વો કલ્પ્યો છે.

**વિયોગ**

સખીની ગેર હાજરીમાં પ્રેમલો નાયક ત્હેને સંબોધી બોલે છે. ત્હેને ન્હાના ન્હાના બે ત્રણ પત્ર લખ્યા હોય એમ સ્હમજવાનું છે.

વિરલ સ્નેહથી જગત ભડકયુંજ આવ્યું છે. હેવા સ્નેહને ન જાહેર કરવાની વૃત્તિમાં એક જાતની નબળાઇ સૂચવેલી છે.

**સ્મરણો**

આહીં અવસાનજન્ય વિયોગ છે. લેખનું ખોખું પત્ર જે'વું છે. પ્રિયજનના સૂક્ષ્મ સ્વરૂપને સંબોધન છે.

**મ્હારી રંગા**

લેખનું ખોખું વાતનું છે. રંગાને ન્હાનાર નાયક વિચિત્ર સ્થિતિમાં પુનર્લગ્ન જ કરે છે. રંગાને ફરીથી પરણાવવા "માબાપ પણ મરી પરવાર્યાં" એમ કહેવું મ્હને નથી રૂચતું; છતાં એમાં જ આપણા સામાજીક જીવનની ક્રૂર સ્થિતિનો ઉલ્લેખ થએલો મ્હને લાગે છે.

**" કોણ હતું એ ? "**

કોઇ કામમાં નિષ્ફળ થયાના સમાચાર ટપાલમાં આવ્યાથી જાગતું સ્વપ્ન લેખનો 'હું' અનુભવે છે. "દૂર દૂર સુદૂર એ" ત્યહાંથી તે "ફુલને છાતી સરસું ડાબતી" ત્યહાં સુધી સ્વપ્નનું વર્ણન છે. ઇંટયો અને માટીનું મંદિર એ લોકો જે'ને જગ જીતવાનું કહે છે ત્હેનું મંદિર. ત્હેવા મંદિરનું આંગણું જ સુંદર હોય છે. જીંદગીમાં ફાવવાને પટોપીજાં કે'વા જોઇએ છે તે જાણીતું છે.

**અંજલિ**

સરસ્વતી મંદિર એ ગૂજરાત કૉલેજ. અવતરણ ચિહ્નમાં મૂકાયલા શબ્દોમાં મ્હારા એ પૂજ્ય ગુરૂની ભાવના મ્હોટે ભાગે ત્હેમના જ શબ્દોમાં મૂકી છે.

**પ્રલયકાળનું જગત**

લતામંદિરના પૂજારીઓમાં કેટલાક સાક્ષરો અને લેખકોનો ઉલ્લેખ છે.

**ત્હેનો ન્હાનકડો નાથ**

વૈષ્ણવોની એક ભાવના સામાન્ય દૃષ્ટિએ અનીતિમય છે, અને આચારમાં ઘણી વખત અનીતિનું રૂપ ધારણ કરે છે, છતાં સંસારસંન્યાસીની દૃષ્ટિએ તે ભાવના નીતિપર હોઇ માધુર્યઝરતી બને છે. હેવી ભાવનાની અહીં ભૂમિકા છે.

**જૂનું ગીત**

એકજ આત્મા દોરંગી થઇ જાય છે. આત્મા આત્માની સાથે જુદા જુદા દૃષ્ટિબિન્દુથી વિવાદ કરે છે. મ્હોટે ભાગે આ લેખ આત્માની સાથે સંવાદ રૂપે છે. અવતરણ ચિહ્નમાં મૂકેલું વાકય સ્નેહીજને સૂક્ષ્મદેહે કરેલા સવાલનો પડઘો છે.

**ઘુવડ બોલ્યું, "કોણ જાણે."**

પતિપત્નીનો સંવાદ અને ઘુવડની ટાપસી ઝાડને ઓથે બેસનાર સાંભળે છે. સંવાદમાં પતિ નૈરાશ્યપ્રેમી અને અકસ્માતવાદી છે. આશાવાદી પત્ની સ્હામી દલીલ કરે છે. વચલો માર્ગ કાઢતું ઘુવડ શંકાનાં પડ નાખ્યે જ જાય છે.

**પ્રભુ પાંખો ક્યહારે આપશે ?**

લેખનું ખોખું સંવાદનું છે. અવતરણ ચિહ્નમાં મૂકાયલા શબ્દો વિદેહ સખીના સૂક્ષ્મ દેહના છે. એ સૂક્ષ્મ દેહવાળી વ્યક્તિ સાથે પાંખો માગનારી વ્યક્તિ વાત કરે છે. માનસિક વાતાવરણ અનુસાર નાયક કુદરતને જુવે છે. તે વાતાવરણ કાઢી નાખવાનું સ્નેહી જન કહે છે.

**સાંભરે છે ?**

સ્વગત ભાષણ પછી સખીના સૂક્ષ્મ દેહની સાથે સંવાદ શરૂ થાય છે. એ સંવાદમાં ન્હાની વાત સંડોવાઇ છે. સ્વેચ્છા જેવા તત્ત્વના સ્વીકારથી ઈશ્વરતત્ત્વ સિદ્ધ થાય છે હેવો એક વાદ છે.

**પ્રભુતા ભણી પશ્ચાત્તાપ**

'મ્હારો ઇતિહાસ વિચિત્ર છે' એમ વાસનાદેહે બોલનાર **અનન્ત** આ ન્હાની વાતનો નાયક છે. પોતાની પ્રિય સખીને મ્હોડે પોતાનો ઇતિહાસ સાંભળી વાસના-દેહમાંથી મુક્ત થાય છે. સમુદ્રને કિનારે માતા અને બાળક વાત કરે છે અને **અનન્તનું** અદૃશ્ય સત્ત્વ એ વાત સાંભળે છે. 'સ્વસ્તિક બીજા લોક કરે અને આપણાથી ન થાય' એમ કહેતાં પોતાની જીવનકથા **પ્રજ્ઞાને** સાંભરી આવે છે.

**અતિથિ તોરે દ્વારે**

અવતરણ ચિહ્નમાં મૂકેલાં વાક્યો જાણે પ્રિયજને

કહ્યાં છે. ત્હેવું દરેક વાક્ય પરમતત્ત્વના અસ્તિત્વ અન-સ્તિત્વના જીજ્ઞાસુની કલ્પનાને ઉશ્કેરનાર છે. હેવા કોઇ જિજ્ઞાસુની કર્મ અને નીતિ, કુદરત અને કળા તરફની વૃત્તિ વર્ણવી છે.

**એક ચિત્ર**

બન્ધુતા એ ધર્મ છે. ભક્તિની ધૂનવાળો, ચિત્રકળાની ગંધવાળો, ચિન્તનના રંગવાળો, કે સમાજ સેવાનાં ડિંડિમ બજાવનારો મનુષ્ય ખરી બન્ધુતા ઘણી વખત નથી બતાવી શકતો એ દેખાડવાનો આશય છે.

**કળાકાર**

કળાના કુદરતી ઉચ્ચારને જીવન સાથે કેવો સંબંધ છે તે કંઇક રેખારૂપે જણાય છે.

**માંસલ અભિલાષા**

પરણવું એ દેહની કુદરતી અભિલાષા હોય છે. સાધુઓ અને કવિઓ હેવા પરણેતરને અપવિત્ર કેમ ગણતા હશે ? આદર્શભેદ એટલે જગતભેદ થઇ જાય છે.



